# મંગળ અને મેના.



મુદ્રક તથા પ્રકાશક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા,
(સર્વ હક્ક સ્વાધીન)          અમદાવાદ.          (કીં. ૦-૮-૦)

[illegible]          (કોપીરાઈટ નં

# મંગળ અને મેના.

## મંગળાચરણ.

(દોહરા)

નેહે નમું ભગવંતને, સમરૂં સિદ્ધ સહાય;
ભવ ભવનાં પાતક હણે, કરૂણાળુ જગરાય. ૧
નમન કરૂં શ્રી શારદા, પ્રેમે લાગું પાય;
વાસો જીભપરે કરે, ને જીભલડી જશ ગાય. ૨
ત્રીજું નમન ગુરૂ દેવને, ઉઘાડયાં લોચંન;
અંધારૂં ઓસારીને પાવન કીધું મંન. ૩

## પ્રકરણ ૧ લું.

(ચોપાઇ)

એક સમે શ્રીકૃષ્ણ મુરારી, સંગ લેઇ રાધા નિજ પ્યારી;
વૃંદાવનની માંહિ ફરે છે, હસી રમી કલ્લોલ કરે છે. ૪
વૃક્ષઘટા સોહંત અનેરી, વેલડીઓ લચકંત ઘણેરી;
ફુલડાં ચોપાસે પમરે છે, ભમરાઓ ગુંજાર કરે છે. ૫
નિર્મળ નીરે સરવર ભરીયું, જોઈને રાધામન ઠરીયું;
કમળ તણાં કંઈ જૂથ ખીલે છે, હંસ હંસીનાં જુગલ રમેછે. ૬

એક દિવસના મનોહર પ્રભાતમાં શ્રી કૃષ્ણ મુરારી પોતાની પ્યારી રાધાની સાથે વૃંદાવનમાં હસતા–રમતા ફરી રહ્યા છે. વસંત ઋતુનો શીતળ પવન વાઇ રહ્યો છે, અને પવનની લ્હેરો રાધાના માથાપરની ઓઢણીને ઉડાડી વારે વારે માથું ખુલ્લું કરી નાખે છે. કાળી નાગણી જેવી માથાની વેણી વારે વારે ખુલ્લી થઇ જાય છે અને શ્રી કૃષ્ણ તેની શોભા જોઇને આનંદ પામી રહ્યા છે. ચોપાસ વૃક્ષની ઘટા આવી રહેલી છે. વેલો વૃક્ષને વિંટળાઇને ઝુલી રહી છે અને ફુલોનો વરસાદ વરસાવી રહી છે. ભમરાઓ ચોપાસ ગુંજાર કરી રહ્યા છે અને ફુલડાંમાંથી મધ ચૂસી રહ્યા છે. પક્ષીઓનાં મધુર ગાન સંભળાઇ રહ્યાં છે. સૂરજનો તડકો વૃક્ષો ઉપર સોનાવર્ણી ચાદરની પેઠે પથરાઇ ગયો છે અને વૃક્ષોની આરપાર થઇને ભોંયપર પથરાએલો તડકો સોનાની જાળીના જેવો દીપે છે. રાધાજીના ગળામાં હાથ નાંખી શ્રીકૃષ્ણ મંદ મંદ વાતો કરતા અને રાધાજીના ઓઠનું અમૃત વારે વારે પીતા ધીરે પગલે ચાલી રહ્યા છે, એવામાં નિર્મળ નીરથી ભરેલું એક સરોવર રાધાજીની દૃષ્ટિએ પડયું. એ સરોવરમાં મોટાં મોટાં પાંદડાંઓની વચ્ચે કમળનાં જૂથનાં જૂથ ખીલી નીકળ્યાં છે. કમળોના ભાત ભાતના રંગ આંખોને ઠારી રહ્યા છે, જ્યાં ત્યાં હંસ અને હંસીઓનાં જોડલાં તરે છે, કમળના તંતુઓને આરોગે છે, રમતાં ફરે છે, અને આનંદ આનંદ કરે છે.

( સોરઠો )

નારી કેરૂં મંન, ઝબકારો વિજળી તણો,
પ્હોંચ્યું જ્યાં લોચંન, ત્યાં તો મનડું પહોંચીયું. ૭

સ્ત્રીનું મન વીજળીના ઝબકારા જેવું ચંચળ છે. જેમ વીજળી એક પળમાં હજારો ગાઉ દૂર પહોંચી જાય છે, તેવી રીતે સ્ત્રીની

આંખે જ્યાં કાંઇ જોયું ત્યાં તો તેનું મન પણ ત્યાં પહોંચી ચૂકે છે. રાધાજીએ એ સરોવરનો સુંદર દેખાવ જોયો તે સાથેજ તેમનું મન ત્યાં પહોંચી ગયું! તેમણે શ્રીકૃષ્ણને કહ્યું: "હે ગોપીજન વલ્લભ! જુઓને પેલું સરોવર કેવું સુંદર લાગે છે? જુઓ, હંસલા અને હંસલીઓનાં જોડલાં કેવાં રમે છે? કમળો કેવાં ખીલી રહ્યાં છે? ભ્રમરાનો ગુંજાર કાનને કેવો મધુર લાગે છે? ચાલો આપણે ત્યાં જઇને ઘડીભર બેસીએ એટલે અનેરો આનંદ થશે." શ્રીકૃષ્ણને ત્યાં જવાનું મન નહોતું, એટલે તેમણે રાધાજીને સમજાવવા માંડયું: "રાધાજી! તમે કહો છો તેમ સરોવર બહુ મજાનું શોભે છે, પણ આ ઠંડો પવન વાય છે, અને વળી સરોવરને કાંઠે જવાથી પવન વધારે ઠંડો લાગશે, માટે ત્યાં જવામાં સાર નથી. તો આપણે આ કુંજોમાં ફરીએ તેજ ઠીક છે."

શ્રી કૃષ્ણે આ રીતે રાધાજીને સમજાવવા માંડ્યું, પણ રાધાજીએ કહ્યું કે, "મને તો કાંઇ ઠંડા પવનથી ટાઢ વાશે નહિ, માટે ત્યાં ચાલો. મને એ હંસ-હંસીની રમત જોવાનું મન થયું છે." શ્રીકૃષ્ણે કહ્યું કે "હે પદ્મણી! એ સરોવરમાં ભમરાઓ બહુ છે અને અત્યારે પ્રભાતનો પહોર હોવાથી કમળો ખીલ્યાં છે એટલે ખીલેલાં કમળો ઉપર ભમરાઓ ઉડીને તેમાંથી મધ ચૂસી રહ્યા છે. આ તમારૂં મ્હોં પણ ખીલેલા કમળ જેવું છે અને તમારા મુખમાંથી કમળના સરખી સુવાસ નીકળી રહી છે, તેથી ભમરાઓ જો ભૂલથી તમને કમળ માનીને તમારામાંથી મધ ચૂસવા માટે તમને ડંખ દેશે તો તેથી તમારૂં મ્હોં વેદના પામશે, માટે ત્યાં જવું એ સારૂં નથી." રાધાજીએ કહ્યું: "તમે મને ત્યાં નહિ તેડી જવા માટે ખોટાં બ્હાનાં કાઢો છો, પણ તેથી હું માનવાની નથી. હે ભગવાન્! તમે કાળીયા

નાગના ડંખની દરકાર ન કરી તો પછી ભમરાના ડંખથી તમે મને બચાવી નહિ શકો કે આવાં બ્હાનાં કરો છો ?"

શ્રીકૃષ્ણને લાગ્યું કે રાધાજી હવે માનશે નહિ, એટલે તેમણે રાધાજીની સાથે સરોવર તરફ જવા માંડયું. સરોવર પાસે પહોંચતાંજ સરોવરનો દેખાવ જોઇને રાધાજીનું મન પ્રસન્ન થયું. એક પત્થરપર રાધાજી અને કૃષ્ણ પાસે પાસે બેઠાં અને વાતો કરવા લાગ્યાં.

( દોહરા )

ખાંતે ખાયે હંસલો અને હંસી કમળના તંત;
ભ્રમર એક ત્યાં દેખીયો બેઉ ઉપર ભમંત. ૮
ભ્રમર કમળની પ્રીતડી જ્યમ ચંદ્ર ને વળી ચકોર;
માછલાં મોહ્યાં નીરશું ને મેઘ ઉપર જ્યમ મોર. ૯
જારવળુંધી કામની જ્યમ ક્ષણું ન અળગી થાય;
સોના મોહ્યા સૂમનો જ્યમ દૂર જતાં જીવ જાય. ૧૦

એવામાં હંસ-હંસીનું એક જોડું રાધાજીના જોવામાં આવ્યું. હંસ અને હંસી કમળના તંતુઓ ખાય છે, તરે છે, રમે છે અને કલ્લોલ કરે છે તે જોડાની ઉપર એક ભમરો ગુંજાર કરતો ઉડી રહ્યો છે પણ કમળમાંથી મધ ચૂસતો નથી કે કમળપર બેસતો નથી. આ જોઇને રાધાજીને કૌતુક લાગે છે. રાધાજી શ્રીકૃષ્ણને પૂછે છે, "હે નંદલાલ! આ સરોવરમાં બધે ઠેકાણે ભમરાઓનાં ટોળાં ઉડે છે. અને ખીલેલાં કમળોમાંથી મધ ચૂસે છે, પણ પેલો ભમરો ક્યારનો પેલા હંસ હંસીના જોડા ઉપર ઉડી રહ્યો છે પણ ક્યાંય બેસતો નથી કે મધ ચૂસતો નથી! વળી આ કમળના જૂથ પાસે એ હંસ-હંસીનું એકજ જોડું છે અને ભમરો પણ એકજ છે, ત્યારે બીજાં

કમળનાં જૂથ ઉપર તો સેંકડો ભમરા ભમ્યા કરે છે એ શી નવાઇની વાત!"

શ્રીકૃષ્ણે જવાબ આપ્યો: "એમાં નવાઇ શી છે! હંસલા કમળના તંતુ ખાય અને ભ્રમર કમળપર ગુંજાર કરે તે તો તેમનો સ્વભાવ છે."

"પણ એમ નથી. એ ભ્રમર તો હંસ અને હંસીના પેલા જોડાની ઉપરજ ઘૂમે છે અને કમળ ઉપર ઘૂમતો નથી. હંસ ને હંસી કમળથી જરા દૂર જાય છે, એટલે ભમરો પણ તેમની સાથે દૂર જઇને તેમના માથાપર ઘૂમે છે." શ્રીકૃષ્ણે કહ્યું: "હશે એમ પણ હોય." રાધાજીએ કહ્યું: "એમ વાતને ઉડાવી દો નહિ. તેનું કારણ મને કહો." શ્રીકૃષ્ણ કહે: "પ્રાણીઓના સ્વભાવનું વળી કારણ શું?" રાધાજી કહે: "ત્યારે એ જોડામાંનો જે હંસ છે તે મને લાવી આપો. તેના સુંવાળા દેહ ઉપર હાથ ફેરવવાથી મને બહુ આનંદ થશે."

શ્રી કૃષ્ણને લાગ્યું કે "રાધા આજે મને પજવવા લાગી છે." એટલે તેમણે રાધાને સમજાવવાને કાંઇ કાંઇ બ્હાનાં કાઢવા માંડયાં, પણ રાધાએ તો માન્યું જ નહિ. તેણે તો કહ્યું કે "તમે પાણીમાં ઉતરીને પેલો હંસલો પકડી લાવીને મને આપો, તોજ હા, નહિતો ના!"

( સોરઠો. )

રામા કેરી રઢ, કેમે કરી છુટે નહિ;
જયું ઈડરીયો ગઢ, જીતણહારો વીરલો. ૧૧

સ્રીને જે વાતની રઢ લાગી તે કેમે કરતાં છૂટતી નથી. ઈડરીયો ગઢ જીતવો તે જેમ કોઈ વીરલાનુંજ કામ છે, તેમ હઠે ચડેલી સ્રીના

મનને જીતવું એ પણ વીરલાનુંજ કામ છે. રાધાજીએ લીધેલી હઠ મૂકી નહિ એટલે શ્રીકૃષ્ણે કહ્યું:

( દોહરો. )

રાધા રઢ છોડી દીયો, એમાં છે નહિ સાર;
હંસ ને હંસી વિછોહનાં, કાંઈ પાપ છે અપરંપાર. ૧૨

"હે રાધાજી! તમે એવી રઢ છોડી દો, એમાં કાંઇ સાર નથી. હંસ અને હંસીને વિજોગ પડાવવો એમાં તો બહુ પાપ રહેલું છે, અને એવું પાપનું કામ તમે મારી પાસે ન કરાવો." રાધાજીએ વળતો જવાબ આપ્યો:

કાળો તમારો દેહ ને કાના કાળું તમારૂં મંન,
મેં તો જાણ્યું મન ઉજળું જેવાં તેજભર્યાં છે લોચંન. ૧૩
કામણગારે લોચને તમે હર્યાં અમારાં મંન,
હવે કાપો છો કાળજું, વાહ વાહ રે નંદના તંન! ૧૪

શ્રી કૃષ્ણને રાધાએ કાળા મનના અને કઠણ કાળજાના કહ્યા એવા મ્હેણાથી શ્રી કૃષ્ણથી કાંઇ બોલી શકાયું નહિ અને પોતાની પ્યારીજ પોતાને આવું મ્હેણું મારે છે એ જોઇને તેમના મનને બહુ દુઃખ થયું.

( છપ્પા. )

મ્હેણું માતા કેરૂં કારેલા કેરો કટકો,
મ્હેણું ભ્રાતા કેરૂં હોય બૂધાનો ફટકો;
મ્હેણું બ્હેની કેરૂં જેમ વીંછીનો ચટકો,
મ્હેણું ભાભી કેરૂં ખરો ખાંડાનો ઝટકો;

પણ મ્હેણું પ્રમદા પ્યારીનું વજ્જર કડાકો જાણવો,
ઉભો ઉભો નર બળી મરે પણ બચવાનો નહિ પ્રાણ તો. ૧૫

પણ શ્રી કૃષ્ણને રોષ તુરત ઉતરી ગયો, કારણકે તેમણે જાણ્યું કે રાધાજીનો પોતા ઉપરનો પ્રેમ જરા પણ ઓછો નથી અને તે મ્હેણું મારે છે પણ તેમના મનમાં કાંઇ પાપ નથી. એટલે પછી શ્રી કૃષ્ણ મધુરૂં મધુરૂં હસવા લાગ્યા.

( દોહરો )

મ્હેણું ખાઇ મરકતા, ને અંતર આણી પ્યાર,
રાધાજીને રીઝવવા, કૃષ્ણ થયા તૈયાર. ૧૬

સરોવરમાં ઠંડું જળ ભર્યું હતું, ઠંડો પવન વાતો હતો, છતાં કૃષ્ણને પાણીમાં ઉતરવું પડયું. પાણીમાં પેસતાંજ પહેલાં તો શરીરની રૂંવાટી કમ કમી ગઇ, પણ શું કરે ? રાધાજીની રઢને પૂરી પાડયા વિના છૂટકો નહોતો. પાણીમાં ચાલતાં ચાલતાં કેટલેક દૂર જ્યાં ગળા સમાણું પાણી થયું ત્યાં તે પેલા કમળજૂથ પાસે પહોંચ્યા અને હંસને ઝડપ મારીને પકડયો.

( ચોપાઈ. )

તરફડ તરફત હંસલો કરે, ને હંસી પાછળ ભમતી ફરે,
ભમરો ઉપર ગણુણ કરંત, આવેછે પાછળ ઉડંત. ૧૭
કાંઠે આવી કૃષ્ણ તુરંત, રાધાને કર આપે હંસ,
હંસ તણી સુંદર છે દેહ, શ્વેત સુંવાળી ઉપજત નેહ. ૧૮
હંસી જળમાં દોડયા કરે, મુખથી શબ્દ વ્યથા ના કરે,
વિરહે ઘેલી થઇને ફરે, રાધા તેને નીરખ્યા કરે. ૧૯

એ પ્રમાણે રાધાજી હંસના સુંવાળા સુંદર શરીર ઉપર પોતાનો હાથ ફેરવીને આનંદ પામે છે, ઘડીમાં તેને પોતાના હૃદય સાથે ધીરે ધીરે દબાવે છે, ઘડીમાં તેના પગ પકડીને તેને ઉડતો જોવાની ચેષ્ટા કરે છે, પણ હંસ ઉડી શકતો નથી અને માત્ર પાંખોજ ફફડાવે છે. ભમરો ચોપાસ ગણુગણુતો ઉડીજ રહ્યો છે. શ્રી કૃષ્ણ કહે કે–"રાધાજી! બિચારી હંસલી પાણીમાં પોકાર કરી રહી છે, માટે હવે હંસને છૂટો કરી દો." પણ રાધાજી કહે કે "અત્યારે નહિ; આપણે અહીંથી પાછાં ઘર તરફ જઇશું ત્યારે તેને પાણીમાં પાછો મૂકી દઇશું." એમ કહીને હંસની સાથે રાધાજીએ તો રમત કરવા માંડી.

ત્યાં તો રાધાજીને ગાલ, ડંખ મારે ભમરો તત્કાળ,
છોડી દઇને હંસ તુરંત, રાધા ગાલને પંપાળંત. ૨૦

એ રીતે ભમરાએ રાધાજીને ગાલે ડંખ મારવાથી હંસ છૂટો થયો કે તુરત કૃષ્ણ ખડખડ હસી પડયા અને બોલ્યા: "રાધાજી! મેં તમને કહ્યું હતું કે તમારૂં મુખ કમળ જેવું છે, તેથી ભમરા તેમાંથી મધ ચૂસવાને માટે તમને ડંખ મારશે, પણ તમે તે માનતાં નહોતાં, તો હવે તમારી ખાત્રી થઇ?"

રાધા કહે કે: "હે નંદલાલ! તમે તો ઠગારા ને ઠગારાજ રહ્યા. આ ભમરાએ મને ડંખ માર્યો છે તેનું કારણ મારા મુખની સુવાસ કે મારા મુખથી થએલો કમળનો ભ્રમ નથી, પણ આ હંસને છુટો કરાવવા માટેજ આ ભમરાએ મને ડંખ માર્યો છે, માટે આ હંસ અને એ ભ્રમરનો કાંઇ પૂર્વ ભવનો ઋણાનુબંધ હોવો જોઇએ."

શ્રી કૃષ્ણ હસીને કહે કે "તમે તો બહુ તરંગી છો, રાધાજી!"

રાધાજી કહે "નહિ, નહિ, મહારાજ! આપ ત્રિકાળ જ્ઞાની

છો, સાક્ષાત્ વિષ્ણુના અવતાર છો, તો મને એ હંસ અને ભ્રમરના સંબંધની વાત કહો—તમે તે જાણતાજ હશો.”

એ પ્રમાણે રાધાજી વળી નવી રઢ લઇને બેઠાં. શ્રી કૃષ્ણે વાતને ઉડાવવા માંડી પણ રાધાજીએ માન્યું નહિ. તે તો કહે કે “અહીં ને અહીં મને બધી વાત કહો, તે વિના હું અહીંથી ઉઠવાનીજ નથી.” તેથી શ્રી કૃષ્ણ કહેવા લાગ્યા.

( દોહરા. )

સાંભળ પ્યારી રાધીકા, હંસ—હંસી આખ્યાન,
ત્રણ ભવ કેરૂં જોડલું, પૂરણ પ્રેમ નિધાન. ૨૧
કપોત—કપોતી, મૃગ—મૃગી, હંસ—હંસલી સાર,
પ્રભુ કૃપાથી પામશે, હવે મનુષ્ય અવતાર. ૨૨

હવે શ્રી કૃષ્ણ રાધાજીને હંસ—હંસીના પૂર્વ ભવની વાત કહે છેઃ હે રાધાજી ! કંચનપુર નામે નગરમાં પ્રેમચંદ નામનો શાહુકાર રહેતો હતો તેને પરમાનંદ નામનો એકનો એક દીકરો હતો. પરમાનંદને માયા નામની સ્ત્રી હતી, પરન્તુ દુર્ભાગ્યે કોઇ કારણસર બેઉ વહેવાઇ વચ્ચે તકરાર થવાથી માયાને તેનો બાપ તેના પતિના ઘેર મોકલતો નહિ. માયા અને પરમાનંદ વચ્ચે અપૂર્વ પ્રીત હતી. પરમાનંદનો બાપ માયાનું નામ છોડીને બીજી સ્ત્રી પરણી લેવા તેને બહુએ સમજાવતો પણ પરમાનંદ માનતો નથી. તે તો રાત ને દિવસ માયાનુંજ ધ્યાન કરીને બેસી રહેતો, વિરહનું દુઃખ વેઠતો અને વિરહનાંજ કવિતો લખી દિવસ ગાળતો. આ બાજુએ માયા પણ પતિના વિરહથી દિવસે દિવસે સુકાવા લાગી અને તેને પાંડુરોગ નામનો ભયંકર વ્યાધિ થયો. આ પ્રમાણે બેઉ પતિ—પત્ની એક બીજાંથા છૂટાં તરફડે છે, પણ માયાના બાપને પોતાની પુત્રીની પણ દયા

આવતી નથી ! કંચનપુર અને પરમાનંદના સસરાનું ગામ કાંચીપુર એ બેની વચ્ચે મોટો દરિયો આવી રહેલો છે. નથી કોઇને એક બીજાના સમાચાર મળતા, નથી સંદેશા પહોંચતા, કે નથી પત્રો મળતા.

(દોહરા)

વિજોગ દુઃખે ઘાયલ થયાં, સનેહી ચિત્ત અધીર,
પણ કકડો કાગળ તણો, કંઇ આપે અમુલખ ધીર. ૨૩
એ દુખડાની વાતડી, કાગળે લખી ન જાય,
પણ સાજનનો કાગળ મળે, તો હરખ હરખ મન થાય. ૨૪

પણ માયા અને પરમાનંદ તો એક બીજાં કાગળ પત્રથી પણ સંજોગ સુખ પામી શકતાં નથી. પોતે પોતાની પ્રિયાને પત્ર લખવા બહુએ ઇચ્છે છે, પણ એ પત્ર એટલે દૂરને દેશ પ્રિયાને હાથોહાથ પહોંચાડે કોણ? આથી તે નિરાશામાંજ દિવસ રાત ઝુર્યા કરે છે.

શાહુકારને ઘર વસે, કપોતી અને કપોત,
ક્ષણ પણ ના જૂદાં પડે, પરમાનંદ તે જોત. ૨૫

પરમાનંદ પોતાને ઘેર બે સુંદર કબૂતર-કબુતરી રહેતાં હતાં તેમને એક બીજાની સાથે જ હમેશાં રહેતાં જોતો અને પોતાની વિયોગી અવસ્થા માટે ઝૂરતો. કબૂતર-કબૂતરી પણ કોઈ સંસ્કારી જીવો હતાં. પોતાના માલેકની આવી સ્થિતિ જોઇને તે બહુ-બહુ વિચાર કરતાં અને આ દુઃખી જુવાનને પોતે કેવી રીતે સુખ ઉપજાવી શકે તેની ચિંતા કરતાં. એક વાર કબૂતર-કબૂતરીએ વિચાર કરીને કહ્યું કે “ હે પરમાનંદ શેઠ ! જો તમે તમારી પ્રિયા ઉપર અમને પત્ર લખીને આપો તો અમે તેને પહોંચાડીશું અને પાછો તેનો જવાબ લાવી આપીશું. તમારે અમને એ નગરનો અને તમારા સસરાના ઘરનો માર્ગ સમજાવવો પડશે. ” પક્ષીઓને આવી મનુ-

બની વાચા ઉત્પન્ન થએલી જોઇને પરમાનંદ ખુશી થયો અને તેણે પોતાની પત્ની ઉપર પ્રેમથી ભરેલો પત્ર લખ્યો. પછી કબૂતરની ડોકે એ પત્ર બાંધ્યો અને બેઉને કાંચીપુર નગરનો માર્ગ સમજાવ્યો. કબૂતર એને કબૂતરી બેઉ સાથે ઉડયાં, ઉડતાં ઉડતાં માર્ગમાં થાક લાગે છે તો વારા ફરતી બેઉ એક-બીજાની પાંખ ઉપર આરામ લઇને આગળ વધતાં રહે છે. જંગલો, પર્વતો, દરીયો વગેરે વીંધતાં વીંધતાં ચાર દિવસે તેઓ કાંચીપુર પહોંચ્યાં, અને માયા પોતાના બાપના ઘરમાં એક ઓરડામાં સૂતી હતી તે ઓરડાની બારીમાં જઇને કબૂતરનું જોડલું બેઠું. કબૂતરની ડોકે પત્ર જોઇને માયા નવાઇ પામી. તેણે કબૂતરની ડોકમાંથી પત્ર કાઢી લીધો અને વાંચ્યો તો પોતાના પતિનોજ પત્ર ! તે એકવાર પત્રને તો બીજીવાર કબૂતરને અને કબૂતરીને બચ્ચીઓ ઉપર બચ્ચીઓ લેવા લાગી અને વહાલ કરવા લાગી. પતિનો પત્ર વાંચીને તેને બહુ સુખ થયું. પછી તેણે સામો પત્ર લખીને કબૂતરની કોટે બાંધ્યો એટલે કબૂતર-કબૂતરી પાછાં ઉડીને પરમાનંદ પાસે ગયાં અને તેને પત્ર પહોંચાડયો. એ રીતે એ પંખીનું જોડલું પરમાનંદ અને માયા વચ્ચે પત્ર લાવવા-લઇ જવાનું કાસદનું કામ કરે છે. એમ કરતાં કરતાં ઘણો વખત વીતી ગયો. પતિ અને પત્ની એક બીજાનો વિજોગ વેઠતાં હોવા છતાં પત્રથી સંજોગ સમાન સુખ અનુભવી રહ્યાં છે, પણ માયાનો બાપ આ કબૂતર-કબૂતરીની કે પત્રવહેવારની કાંઇ વાત જાણતો નથી. એકવાર કબૂતર-કબૂતરીને ઉડી આવતાં, માયાના ઓરડાની બારીમાં બેસતાં અને કબૂતરની કોટમાં બાંધેલો પત્ર માયાને છોડતાં તેના બાપે જોઇ અને તે રોષે ભરાયો. તેણે તત્ક્ષણ કબૂતરને પકડયો અને છરીવતી તેનું ગળું કાપવાની તૈયારી કરવા લાગ્યો. કબૂતરી

ભયથી ધુધવાટ કરતી આમથી તેમ અને તેમથી આમ ઉડવા લાગી. આ બાજુએ માયા પોતાના ભરથારનો સંદેશો લાવનાર કબૂતરની આવી દશા જોઇને બેભાન બની ધરણી ઉપર ઢળી પડી.

કબૂતરીને ભય પામેલી જોઇને કબૂતર બોલ્યો:

(રાગ વણઝારાનો.)

ટળવળ માં તું લગીર, સાંભળ પંખણીરે,
તારા મનમાં રાખજે ધીર, સાંભળ પંખણીરે. ૨૬
સાથે રહીને પામ્યાં સુખ, સાંભળ પંખણીરે,
હવે શાને લગાડવું દુઃખ, સાંભળ પંખણીરે, ૨૭
શેઠ છે આપણ શિરતાજ, સાંભળ પંખણીરે,
માથું ડૂલ કરૂં તેને કાજ, સાંભળ પંખણીરે. ૨૮
કરી શેઠની સેવા સાર, સાંભળ પંખણીરે,
તેના સંતોષનો નહિ પાર, સાંભળ પંખણીરે. ૨૯
સુખ આપ્યું વિજોગીને મંન, સાંભળ પંખણીરે,
થયું આપણું સફળ જીવંન, સાંભળ પંખણીરે. ૩૦
હવે જાજે તું શેઠની પાસ, સાંભળ પંખણીરે,
કહેજે પામ્યો કપોત વિનાશ, સાંભળ પંખણીરે. ૩૧
હતો જેવો રૂણાનુબંધ, સાંભળ પંખણીરે,
તેવો આપણુ સૌનો સંબંધ, સાંભળ પંખણીરે. ૩૨

ત્યારે કબૂતરી બોલી:

મારા કાળજા કેરી કોર, સાંભળ પંખીડારે,
તું તો ચાલ્યો થઇ ચિત્તચોર, સાંભળ પંખીડારે. ૩૩

હું વનવન શું ભટકી કરીશ, સાંભળ પંખીડારે,
તારી પાછળ નિશ્ચે મરીશ, સાંભળ પંખીડારે. ૩૪
છે જે ભવભવ કેરો સંબંધ, સાંભળ પંખીડારે.
તેનો આવ્યો શું કારમો અંત, સાંભળ પંખીડારે. ૩૫
થા તું શેઠની ખાતર ડૂલ, સાંભળ પંખીડારે,
એમાં તારી જરા નથી ભૂલ, સાંભળ પંખીડારે. ૩૬
મરજે ધીરજથી હૈયાહાર, સાંભળ પંખીડારે,
આપણુ મળશું સ્વર્ગ મોઝાર, સાંભળ પંખીડારે. ૩૭

કબૂતરી એટલું બોલી રહી, ત્યાં તો માયાના, નિર્દય બાપે કબૂતરનું ગળું કાપી નાખ્યું. કબૂતરે દુઃખની ચીસ પણ પાડી નહિ ! ધીરજ અને અડગપણે તેણે પોતાના મરણનું દુઃખ પોતાના શેઠને ખાતર વેઠી લીધું.

( દોહરો )

જે કહેવાય કપોત વ્રત કઠણુ પ્રેમની ચાલ,
મુખથી હાય ન નીકળે, નિજ સુખ કરે હલાલ. ૩૮

પછી તે મરણ પામેલા કબૂતરને બારીએથી બહાર ફેંકી દઇને ચાલ્યો ગયો. કબૂતરી કેટલીકવાર શૂનમૂન જેવી બનીને ટોડલા ઉપર બેસી રહી. કેટલીક વારે માયાની મૂર્ચ્છા ઉતરી ત્યારે તેણે પોતાના સ્વામીના સંદેશા લાવનાર દૂત-કબૂતરની આવી વલે થઇ તે જોઇને ભારે કલ્પાંત કર્યું. હવે પોતાને પોતાના પતિને મળવાની આશા તો રહી નહિ, પણ તેના કાગળ પત્ર મળવાની પણ આશા ઉડી ગઈ. તેના બાપને તો વહેવાઇ ઉપરના ક્રોધથી પુત્રી ઉપર દયા રહીજ નહોતી. આથી પોતાના સ્વામીના દૂતની પાછળ પોતે પણ મરી

જવાનો સંકલ્પ કર્યો અને ઝેરનો વાડકો ઘોળીને તૈયાર કર્યો. પછી તે સ્વામીને પત્ર લખવા બેઠી.

(દોહરા)

કર કંપે લેખણ ધ્રુજે, રોમ રોમ લગી લ્હાય;
ફાટી જાતી છાતડી, ને કાગળ લખ્યો ન જાય. ૩૯
કાગળ જળે ભીંજાય છે, ઉભરી જાતાં નેણ,
લખું લખું ધોવાય છે, ને પૂરૂં થાય ન વેણ. ૪૦
વિખથી ભરીયો વાટકો, ને દુઃખથી ભરીયું મંન,
પ્રીતમ મારા પ્રણામ છે, મારૂં પૂરૂં થયું જીવંન. ૪૧

પત્ર લખીને તેણે કબૂતરીની કોટે બાંધ્યો અને કહ્યું: "વ્હાલી પંખણી! હવે તું ફરીથી આ કસાઇવાડામાં આવીશ નહિ, અને મારા માથાના મુકુટ મણિને કહેજે કે હવેથી મને પત્ર પણ લખે નહિ." એમ કહીને ઝેરનો ભરેલો વાડકો તે પી ગઇ. કબૂતરી પોતાની કોટે બાંધેલા કાગળ સાથે ઉડી ગઇ.

આ બાજુએ પરમાનંદ પોતાની પ્રિયાના કાગળની રાહ જોઇ રહ્યો છે. ચાર દિવસ કબૂતરને જતાં થાય અને ચાર દિવસ આવતાં થાય, એ પ્રમાણે આજે આઠમો દિવસ ચાલે છે. સ્હવારમાંથી પોતાની હવેલીની અગાશીમાં બેસીને આકાશ ભણી નજર કરતો તે કબૂતર-કબૂતરીના આવવાની રાહ જોઇ રહ્યો છે. એક પહોર ગયો, બે પહોર ગયા, ત્રણ પહોર ગયા, સાંજ પડી પણ કબૂતરનું જોડું આવ્યું નહિ. પરમાનંદે મનમાં માન્યું કે કોઇ કારણથી માયા કબૂતરને તુરત પત્ર લખી આપીને પાછો રવાના નહિ કરી શકી હોય, તેથી કબૂતર બીજે દિવસે આવશે. બીજે દિવસે પણ એજ પ્રમાણે સ્હવારથી પરમાનંદ રાહ જોવા લાગ્યો પણ કબૂતરનો

કશો પત્તો ન મળે! અહો! વ્હાલીના પત્ર વિના વિજોગીની કેવી દશા થાય છે?

હિયો દહે, નૈનન બહે, ચહે ન ભોજન પાન,
પિયારીકી પાતી બિના, પલપલ ત્રૂટત પ્રાન. ૪૨

બીજો દિવસ ગયો, અને જ્યાં ત્રીજા દિવસનું પ્રભાત થયું ત્યાં વિજોગથી ઘેલા બની ગએલા પરમાનંદને બેચેની થવા લાગી. જમણી આંખ ફરકવા લાગી. અપશુકન ઉપર અપશુકન થવા લાગ્યાં. હૃદય ધડક ધડક થવા લાગ્યું. તેની ભૂખ ને તરસ મરી ગયાં. સ્હવાર ગઇ, બપોર ગઇ અને જ્યાં ત્રીજો પહોર થયો, ત્યાં કબૂતરી એકલી જોસભેર ઉડતી આવી! પરમાનંદે તેની કોટેથી પત્ર છોડીને વાંચ્યો અને વાંચતાં વાંતજ તે મૂર્છિત થઇ ગયો. માયાના પત્રથી તે જાણી ગયો કે તેના બાપે નિર્દય કામ કર્યું હતું અને માયાએ પણ નિરાશ થઇને ઝેર પીધું હતું. તેનું હૃદય એ કારમા ઘાથી તૂટી પડયું. કેટલીક વારે તેને શુદ્ધિ આવી, પણ તેનું મગજ સ્થિર ન હોતું તે માયાનાં સ્વપ્નાં જોતો, ગમે તેમ લવતો, પોતાનાં કાવ્યો ગાતો, માયાના પત્રમાંના દોહા બોલતો રાત્રેજ મરણ પામ્યો. કબૂતરી તેની ચિતામાંજ પડીને બળી મૂઇ!

• હે રાધાજી! એ કબૂતર અને કબૂતરીનું જોડું બીજા ભવમાં મૃગ અને મૃગલીને રૂપે અવતર્યું. દંડકારણ્યમાં એક ગાઢા વનમાં એ જોડું રહેતું હતું. ઘડીભર પણ મૃગ અને મૃગલી જૂદાં પડતાં નથી. સાથે ખાય છે, સાથે પીએ છે, સાથે રમે છે અને સાથે સૂએ છે. મૃગ કસ્તુરીમૃગ છે. તેની નાભિમાં કસ્તુરી પાકતી હોવાથી આખું વન બહેકી રહે છે. પારધીના ભયથી મૃગ-મૃગલી સાવધાન રહે છે અને જ્યાં કોઇ મનુષ્ય પ્રાણી જોવામાં આવ્યું કે તુરત વિજળીને

વેગે છલાંગ મારી નાસી જાય છે. કસ્તુરી મૃગના પિસાબ અને લાદમાં પણ કસ્તુરીની સુગંધ રહેતી હોવાથી જ્યાં જ્યાં મૃગ લાદ પિસાબ કરે છે ત્યાં ત્યાં મૃગલી તેના ઉપર ધૂળ વાળી દે છે, એટલુંજ નહિ પણ તેની પાછળ મૃગનાં જે પગલાં પડે તેને પણ ભુંસી નાંખતી મૃગલી મૃગની પાછળ ને પાછળ રહ્યા કરે છે! એ પગલાં કે લાદ-પિસાબને આધારે પારધી મૃગનું રહેઠાણ શોધી કાઢે તો મૃગનું મૃત્યુ થાય એવા ભયથી મૃગલી ચોંકતી ને ચોંકતી રહે છે. એ રીતે કબૂતર-કબૂતરીના અવતારમાં જે વિયોગ પડયો હતો તેના બદલામાં મૃગ-મૃગલીના અવતારમાં સંજોગનું સુખ મેળવે છે.

એજ વનથી કેટલાક ગાઉ દૂર એક નાનું ગામડું આવેલું છે. તેમાં કાનીયો નામનો એક વાઘરી છે. કાનીયાનો ધંધો ચોરીયો કરવાનો, જાનવર મારવાનો અને દાતણ કાપી લાવીને વેચવાનો છે. તેનો એક દસ-બાર વરસનો નાનો છોકરો છે. તેનું નામ દાનીયો છે. દાનીયો તેની મા અને બાપ બેઉને બહુ અળખામણો થઇ પડયો છે. તે વનમાંથી દાતણ કાપી લાવે છે અને પાસેના શહેરમાં વેચી આવે છે, પણ તેના બાપની સાથે તે જાનવર મારવાનું શીખવા જતો નથી, મૃગલાં કે સસલાં પકડવા માટે જાળ કેવી રીતે પાથરવી તે તે શીખતો નથી, અને માબાપનું કહ્યું માનતો નથી. દાનીયાનો મોટો ભાઇ રોજ વનમાં જઇને ઝાડ ઉપર જાળ નાંખી કાંઇ પોપટ, ચકલાં, મેના, કબૂતર, વગેરે પક્ષીઓને પકડી આવે છે અને તે માબાપને વ્હાલો લાગે છે. તેને સારૂં ખાવાનું મળે છે અને દાનીયાને પેટપૂરૂં ખાવા મળતું નથી. એક વાર દાનીયો દાતણ વેચવા શહેરમાં ગયો હતો, ત્યાં તેણે એક સારંગીવાળાને જોયો, અને તેને સારંગીમાંથી મીઠા સૂર કાઢતો જોઇને તેને મન થયું કે પોતાની

પાસે એવું વાજું હોય તો કેવી મજા પડે! સારંગી કેવી હોય તે તેણે બરાબર જોઇ લીધું. બીજે દીવસે સવારમાં જ્યારે તે વગડામાં દાતણ કાપવા ચાલ્યો, ત્યારે તેણે ગામને પાધર મેલડી માતાની દેહેરી પાસે કોઇએ નાળીયેર વધેરેલું તેની કાચલી પડેલી જોઇ. એ કાચલી નાળીયેરના પોણા ભાગ જેટલી હતી, એટલે દાનીયાને લાગ્યું કે સારંગી બનાવવામાં તે ઉપયોગી થશે. વગડામાંથી તેણે એક પાતળો વાંસનો કકડો કાપ્યો. ઘેર આવતાં ચમારવાડા પાસેના ઉકરડામાં એક પાતળો ચામડાનો કકડો પડયો હતો તે તેણે ઉઠાવી લીધો. શહેરમાં તે ફરીથી દાતણ વેચવા ગયો ત્યારે તે તારનું ગુંછળું વેચાતું લેતો આવ્યો. એ પ્રમાણે સામગ્રી એકઠી કરીને તેણે આઠ દીવસ મહેનત કરીને સારંગી બનાવી અને તેમાંથી જ્યારે મધુરા સુર નીકળ્યા, ત્યારે દાનીયો આનંદથી નાચવા કૂદવા લાગી ગયો. આજ તો તે વગડામાંથી દાતણની ભારી લાવવાને બદલે સારંગી વગાડતોજ ઘેર આવ્યો અને તેની મા તેને મારવા દોડીઃ "મારા પીટયા, જા સારંગી વગાડીને ભીખ માગી ખા." તેનો બાપ પણ લાકડી લઇને તેની પાછળ દોડયો. દાનીયાએ ઘરમાં પેસવાની આશા મૂકી. તે વગડામાંજ ચાલ્યો ગયો. પોતાના કાનને ઠીક લાગે એવી રીતે સારંગીના સુર કાઢવામાંજ તેને આનંદ મળવા લાગ્યો. બે દિવસ સુધી તો ખાધા-પીધા વિના સારંગીની પાછળજ તે મચ્યો રહ્યો. જ્યારે તેને ખાવાની ઇચ્છા થઇ ત્યારે વગડામાં જઇને તેણે થોડાં ફળ અને મૂળીયાં મેળવી ખાઇ લીધાં. એક ઝરણામાંથી પાણી પીધું અને ઝાડની નીચે તે સુઇ રહ્યો.

દાનીયો સારંગી વગાડતો વનેવન ફરે છે અને આનંદમાં રહે છે. ફરતો ફરતો તે દંડકારણ્યમાં આવ્યો. હવે તો સુરોની કાંઇ કાંઇ

મીલાવટ તેના હાથે બેસી ગઇ છે તેથી તે સારંગીમાંથી અનેક પ્રકારના રાગ કાઢે છે અને તેના તાનમાં પોતે ડોલે છે.

( સોરઠો )

સારંગી દાનાને હાથ, વગાડે છત્રીસ રાગણી;
મૃગલાં પંખીડાંનો સાથ, એ તો દાનાના ગોઠીયા. ૪૩

એ પ્રમાણે દાનાએ તો દંડકારણ્યમાં ઘણા ગોઠીયા મેળવી લીધા. દાનો સારંગી વગાડે ત્યારે તેની આસપાસનાં ઝાડો ઉપર વાંદરાં અને પંખીઓ ટોળે મળીને સાંભળે અને મૃગલાં તેની સામે આવીને બેસી સારંગીના મધુરા સુર સાંભળે. પેલો કસ્તુરી મૃગ અને મૃગલી સાથે પણ દાનીયાને ભાઇબંધી થઇ ગઇ. દાનીયો જાણતો હતો કે કસ્તુરી મૃગની નાભીમાં કસ્તુરી હોય છે અને તે કસ્તુરી કીમતી હોય છે. તેનો બાપ ઘણી વાર કહેતો કે જો એકાદ કસ્તુરી મૃગ ફાંસલામાં આવી જાય તો મજા પડે, તે ઉપરથી એવા મૃગનું મૂલ્ય તે સમજતો હતો, પણ તેને જાનવર મારીને પેટ ભરવાનો ધંધો ગમતો નહતો. તેણે એ મૃગ અને મૃગલી સાથે એવી ભાઇબંધી બાંધી કે રાત્રે એ બેઉ નરમાદા દાનીયાની બાજુએ તેની ઝુંપડીમાંજ સૂઇ રહેતાં. દાનીયાએ આ અરણ્યમાં ઝુંપડી બાંધીને પોતાનું કાયમનું રહેઠાણ બનાવ્યું હતું. દાનીયો સારંગી વગાડવા લાગે ત્યારે એ મૃગ-મૃગલી વનમાં ગમે ત્યાં હોય પણ તે છલંગો મારતાં દાનીયાની પાસે આવીને ઉભાં રહે!

( સવૈયા )

અંદકી ચાહ ચકોર મરૈ, મરૈ સંગીત પૈ જ્યોં કુરંગ-કુરંગી,
મોર મરૈ ઘનઘોરકે કારન, મીન મરૈ બિછુરે જલસંગી,

ચાતક સ્વાતિકી બુંદ રટે અરૂ કેતકી કારન ભૌંર-ભુજંગી,
યે સબ ચાહેં ઇન્હેં નહિ કોઉ સો જાનિયે પ્રીતકી રીત એકંગી૪૪

એ રીતે કેટલાક મહિના ચાલ્યા ગયા. આસપાસના પારધીઓને ખબર પડી કે એ વનમાં કસ્તુરી મૃગ રહે છે. આખું વન કસ્તુરીની સુગંધથી ભભકી ઉઠયું છે. પારધીઓ વનમાં ભટકીને થાકયા, જાળો બિછાવીને કાયર થયા પણ મૃગ ફાંસલામાં આવતો નથી. આથી પારધીઓએ વનને ચારે પાસથી આગ લગાવી દીધી. વન ભડભડ બળવા લાગ્યું. સુકાં સાથે લીલાં ઝાડ પણ બળીને ધડાધડ પડવા લાગ્યાં છે. પશુ પંખીઓ પોકાર કરી રહ્યાં છે. જેને લાગ મળે તે નાસી છૂટે છે. અત્યારે દાનીયો પોતાની ઝુંપડીમાં સારંગી બજાવી રહ્યો છે અને મૃગ તથા મૃગલી સામે બેસીને સુર સાંભળી રહ્યા છે. રોમ રોમમાં આનંદનો ઝંકાર થઇ રહ્યો છે. વનને આગ લાગી છે પણ કોઇને કશું ભાન નથી. જ્યારે વન બળતું દાનીયાની ઝુંપડીની નજીક આવ્યું ત્યારે ત્રણેનું ધ્યાન દોરાયું અને ત્રણે ભય પામ્યાં. મૃગ બોલ્યો: “મૃગલી! ચારે તરફ વન સળગી ઉઠયું છે, એટલે હવે આપણું મોત આવ્યું છે. આ બળતી લાહ્યમાંથી હવે છુટાય તેમ નથી.” મૃગલી બોલી: “ઓ મારા કંથ! તારી સાથે હું પણ બળી મરીશ. આપણી ભવોભવની પ્રીતિ છે તે કંઇ છૂટવાની નથી.”

દાનીયો સમજ્યો કે મૃગ અને મૃગલીની સાથે પોતાનું મોત પણ આવી પહોંચ્યું છે. પણ તેને પોતાની દેવી-સારંગી ઉપર ભારે શ્રદ્ધા હતી. તેણે હવે મલ્હાર રાગની રાગણીઓ બજાવવા માંડી અને એક ઘડી મલ્હાર રાગ બજાવ્યો. ત્યાં તો વન ઉપર વાદળાં ચડવા લાગ્યાં. પૂરા તાનમાં આવીને દાનીયાએ સારંગી બજાવવાજ માંડી એટલે તો વરસાદ વરસવા લાગ્યો અને જોતજોતામાં આખું વન પાણી

પાણી થઇ ગયું! દાનીયાએ સારંગી વગાડવાનું બંધ કર્યું પણ વરસાદ અટક્યો નહીં. જેમ જેમ વધુ વરસાદ પડવા લાગ્યો, તેમ તેમ વનમાં પાણી ભરાવા લાગ્યું અને દાનીયાની ઝુંપડી તો પાણીમાં તરતા બેટના જેવી દેખાવા લાગી. મૃગ મૃગલી અને દાનીઓ ગળાસુધી પાણીમાં ડૂબી ગયાં. મૃગે દાનીયાને કહ્યું:

( દોહરા )

દાવાનળથી તેં ઉગારીયાં, પણ આવ્યું પાણીનું પૂર,
તેડાં આવ્યાં મોતનાં, તે તો કેમ કરી થાય દૂર. ૪૫

પછી મૃગ બોલ્યો: "હે દાના! તેં તો અમને ઘણુંએ જીવતદાન દીધું, પણ અમારૂં મોતજ જ્યાં આવી પહોંચ્યું છે, ત્યાં તારો શો વાંક? હવે અમે તો આ પાણીના પૂરમાં ડૂબી મરીશું પણ તું કોઇ ઝાડ ઉપર ચઢી જા, એટલે તું બચી જઇશ."

દાનીયો બોલ્યો:—

સાથે રહ્યાં સાથે ખેલીયાં, વળી સુખ દુ:ખ વેઠયાં છે સાથ,
મોતનાં તેડાં માનશું ને આપણ ડૂબશું ત્રણે સંગાથ. ૪૭

એ પ્રમાણે પૂર વધતું ગયું અને મૃગ–મૃગલી તથા દાનીયો ત્રણે તેમાં સાથે ડૂબી મૂઆં.

પ્રેમ સરોવરની ગતિ કહી ઉલટી જગમાંહિ,
જે ડુબે તે તો તરે, તરે તરે તે નાંહિ. ૪૭

હે રાધાજી! એ પ્રમાણે પૂર્વે કબૂતર–કબૂતરીનો જેવો પ્રેમ હતો તેવોજ પ્રેમ આ અવતારમાં મૃગ–મૃગલીનો હતો. પૂર્વે જે પરમાનંદનો જીવ હતો તે આ અવતારમાં દાનીયો થયો. કબૂતર–કબૂતરીએ પરમાનંદને ખાતર મરણ સ્વીકારી લીધું તો આ અવતારમાં દાનીયાએ મૃગ–મૃગલીની સેવા કરી અને તેમનું મરણ આવતાં પોતે

પણ તેમની સાથેજ મરણ પામ્યો. પછી એ ત્રણેનો ત્રીજો અવતાર થયો અને તેમાં મૃગ-મૃગલી તે હંસ-હંસલી થયાં અને દાનીયો તે ભમરો થયો. હંસ-હંસલીનો વિયોગ થતો જોઇને ભમરાને દુઃખ થયું. જેમ કબૂતર-કબુતરીએ પરમાનંદ અને માયાનો વિયોગ ટાળવાને શ્રમ લીધો હતો તેમ આ વખતે ભમરાએ હંસ-હંસલીનો વિયોગ ટાળવાને તમારે ગાલે ચટકો ભર્યો અને બેઉનો વિયોગ ટાળ્યો.

રાધાજીએ કહ્યું:—“ પણ હે કહાનકુંવર ! તમે મને અહીં આવવાની ના કહેતા હતા, હંસને પકડીને મને લાવી આપવાની ના કહેતા હતા, તેનું શું કારણ તે કહો. ”

શ્રીકૃષ્ણે કહ્યું:—“ રાધાજી ! એ હંસ-હંસીના નસીબમાં હજી ઘણું વિજોગ દુઃખ લખેલું છે. હજી બીજા ત્રણ અવતારમાં તેમને થોડું ઘણું વિજોગ દુઃખ ભોગવવું પડે તેમ છે અને ત્યારે તેમનાં કર્મમાં લખેલું દુઃખ પૂરૂં થાય તેમ છે. એ અવતાર પૂરા થયા પછી તેમને મનુષ્યના અવતારમાં સંજોગનું ઉત્તમ સુખ મળત, પરંતુ તમે આજે રઢ લઇને ખોટું કર્યું છે. મારો હાથ એ હંસને અડવાથી તેના ત્રણે અવતાર ટળી ગયા અને હવે તેમનો આવતો અવતાર મનુષ્યનોજ થશે. પણ કર્મમાં લખેલું જે વિજોગનું દુઃખ છે તે તેમને જે બીજા અવતારોમાં ભોગવી લેવાનું હતું તે હવે મનુષ્યના અવતારમાં ભોગવવું પડશે અને તેથી તેમને બહુ સંતાપ થશે. ”

( દોહરો )

પશુ પંખી કે મનુષ્યનો ભલે મળે અવતાર,<br>
કરમ તણાં બંધન કદી ફરે નહિ તલભાર. ૪૮

શ્રી કૃષ્ણનાં આવાં વચન સાંભળીને રાધાજી ઉદાસ થઇ ગયાં. પોતે રઢ લીધી તે માટે તેમને પસ્તાવો થવા લાગ્યો, પણ હવે કાંઇ

ઉપાય નહોતો. મનુષ્યના અવતારમાં વ્હાલાના વિજોગનો સંતાપ કેવો આકરો હોય છે તે રાધાજી જાણતાં હતાં. શ્રી કૃષ્ણની વાંસળીનો નાદ સાંભળતાં પોતાને જ અનેક વાર વિરહની ઘેલછા અને સંતાપ થઇ આવતાં-હતાં તેનો તેમને અનુભવ હતો. એ પ્રમાણે રાધાજી ઉદાસ થઇને ત્યાંથી ઉઠયાં અને શ્રીકૃષ્ણની સાથે ઘર તરફ પાછાં વળ્યાં.

રાધાજી અને શ્રીકૃષ્ણની વચ્ચે થએલી વાતચીત પેલાં હંસ-હંસી અને ભમરો ત્રણે સાંભળતાં હતાં. રાધા-કૃષ્ણ ત્યાંથી ઉઠી ગયાં એટલે હંસ અને હંસી પાણીમાં ડૂબી ગયાં અને ભમરો કમળમાં પેસી મૃત્યુને વશ થયો.

---

## પ્રકરણ ૨ જું.

---

### ( દોહરા )

પ્રેમનગરનો રાજવી, ચંપકસેન સુજાણ,
તેને ત્યાં છે પાટવી, હંસ તણો એ પ્રાણ. ૪૯
મંગળસિંહ શુભ નામ ધર્યું, થાયે જય જયકાર,
રાજાને મન વાધીયો છે હરખ તો અપરંપાર. ૫૦

હવે જે હંસનો પ્રાણ છે તે પ્રેમનગરના રાજા ચંપકસેનની સ્ત્રીને પેટે પાટવી કુંવરરૂપે અવતર્યો અને તેનું નામ મંગળસિંહ રાખ્યું. રાજાના હરખનો પાર નથી. પ્રજા પણ ઘર ઘર મંગળ વર્તાવી રહી છે. મંગળસિંહ બત્રીસ લક્ષણો, રૂપરૂપના અંબાર જેવો અને ઘાટીલા બાંધાનો હોઇ સૌને બહુ વાહાલો લાગે છે. મંગળસિંહ સવા વરસનો થયો એટલે રાજાએ જોશીને બોલાવીને તેની જન્મોતરી કરાવી.

( દોહરા. )

જોશ જુઓ તમે જોશીડા, કહો નવે ગ્રહની વાત,
કુંવરનાં સુખ દુખ કહો, વળી કહો જો કંઇ હોય ઘાત. ૫૧

જોશીએ કુંવરના ગ્રહની કુંડળી કરીને જોવા માંડયું. આંગળીના વેઢા ઉપર વેઢા ગણવા માંડયા. પણ કુંવરના ગ્રહની વાત કહેતાં જોશીની જીભ ઉપડતી નથી. તે ફરી ફરીને કુંડળીઓ કાઢે છે, ટીપણું જુએ છે, ગણત્રી કરે છે, પરન્તુ કહેતાં જીવ ચાલતો નથી. રાજાજીએ કહ્યું: "જોશીરાજ! જે વાત હોય તે સાચે સાચી કહેજો, જો જુઠી વાત કહેશો તો હદપાર કરીશ." આથી જોશીએ કહ્યું.

કુંવર બત્રીસ લક્ષણો, તેની ચતુરાઇની શી વાત,
પણ સાંભળ શાણા રાજવી, તેને ઘાત લખી છે સાત. ૫૨
ત્રણ ઘાત જાતાં પરણવા, ને ત્રણ ઘાત વળતાં વાંત,
સાતમી ઘાત છે મોતની, ને પરણ્યાની પહેલી જ રાત. ૫૩

કુંવરને સાત ઘાત છે અને છેલ્લી ઘાતે કુંવર પરણ્યાની પહેલીજ રાતે મરણ પામશે એવી વાત સાંભળીને રાજા ઉદાસ થઇ ગયો. હવે શું કરવું તેની વિમાસણ કરવા લાગ્યો. કુંવર તો દિવસે દિવસે મોટો થતો જાય છે અને તેની ચતુરાઇ ખીલતી જાય છે. જ્યારે તે ત્રણ વરસનો થયો ત્યારે તેની માતા મરણ પામી. રાજાજી બીજી રાણી પરણ્યા અને તેને કુંવર થયો. પરન્તુ મંગળસિંહ ઉપર રાજાનું હેત જરા પણ ઓછું થયું નથી. મંગળસિંહને સાતે ઘાત પરણવાના પ્રસંગ ઉપરજ લખેલી હતી. ત્રણ ઘાત પરણવા જતાં, ત્રણ ઘાત પરણીને વળતાં અને છેલ્લી ઘાત પરણ્યાની પહેલીજ રાતે થવાની હતી અને કુંવર મરણ પામવાનો હતો. આથી રાજાએ વિચાર કર્યો કે કુંવરને પરણાવવોજ નહિ એટલે તેના ઉપર એકકે

ઘાત આવે નહિ. પણ કુંવર મોટો થાય અને પોતાની મેળે પણ પરણે તો શું થાય? આથી રાજા શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો, અને રોજ ઉદાસ રહેવા લાગ્યો.

એક દિવસ રાજાનો એક જુવાન ગઢવી હતો તેણે પૂછ્યું: "બાપુ! આપ કેમ રોજ ઉદાસ રહો છો?" રાજાએ પોતાની ઉદાસીનું કારણ કહ્યું એટલે ગઢવી બોલ્યો; "બાપુ! એમાં મુંઝાઓછો શા માટે? કુંવર પોતાની મેળે પણ ન પરણે તેવી ગોઠવણ કરવાનું મારે માથે, પછી આપ શાને ચિંતા કરો છો?" રાજાએ તેને પરવાનગી આપી કે "તું એવી ગોઠવણ કર કે કુંવર પરણવાનું મનજ કરે નહિ."

એ વખતે કુંવરની ઉમર પાંચ વરસની હતી. ગઢવીનું નામ હતું રુળીયો ગઢવી. તે વીસેક વરસની ઉમરનો હતો, બહુ બોલકણો અને અબાવલો હતો, અને દેખાવમાં ઠીંગણો, ખુંધવાળો, કદરૂપો તથા બેઉ કાન વિનાનો હતો. જ્યારે તે અવતર્યો, ત્યારે તેની માની સુવાવડના ખાટલા પાસે એક માંચીમાં તેને સુવાડયો હતો. રાત્રે બીલાડીએ તેના બેઉ કાન કરડી ખાધા હતા તેથી તે કાન વિનાનોજ બુચો બની ગયો હતો. આવો તદ્દન બેડોળ હોવા છતાં તે યુક્તિબાજ અને ખંધો હતો, એટલે રાજાની હજુરમાં રહી પોતાની આવડતને લીધે માનીતો થઇ પડયો હતો. હવે વળી તેને રાજાએ મંગળસિંહ કુંવરને સંભાળવાની સત્તા આપી એટલે પછી પૂછવું જ શું?

તેણે સૌથી પહેલાં રાજમહેલમાં જે દાસીઓ હતી તે બધીને રજા આપી દીધી અને તેમની જગ્યાએ પુરૂષ ચાકર રખાવ્યા; છતાં રાણી પાસે દાસીઓ વિના ચાલે નહિ, તેથી ગામમાંથી શોધી શોધીને કાળી, કુબડી, કાણી, નકટી, એવી જે જે કદરૂપી દાસીઓ મળે

તેમને જ રાખવા માંડી. રાણીને આવી દાસીઓ ગમી નહિ પણ રાજાની આજ્ઞા થઇ એટલે કશો ઉપાય નહોતો. વળી રળીયાએ ગામમાં એવી દાંડી પિટાવી કે જ્યારે ગામમાં કુંવરની સવારી ફરવા નીકળે ત્યારે પાંચથી માંડીને પચાસ વરસ સુધીની કોઇ પણ છોકરી કે સ્ત્રી કુંવરની નજરે પડે નહિ અને જો કોઇ તે હુકમ પાળવામાં ગફલત કરશે તો તેને હદપાર કરવામાં આવશે. આવી રીતે રળીયા ગઢવીએ કુંવરની નજરે કોઇ પણ સુંદર સ્ત્રી ન પડે એવી ગોઠવણ કરી કે જેથી સ્ત્રીની સુંદરતાનો કુંવરને ખ્યાલજ આવે નહિ અને સ્ત્રીઓ બધી કાળી ને કુબડીજ હોય છે એવો તેનો નિશ્ચય થાય. રળીયા ગઢવીએ ધાર્યું કે એમ કરવાથી સ્ત્રીને પરણવાનો વિચાર પણ કુંવર મંગળસિંહ કદી કરશે નહિ. રાજાએ બધી સગવડ કરી આપવાથી રળીયા ગઢવીની આ ગોઠવણ ધીરે ધીરે પાર પડવા લાગી. ગઢવી કુંવરનું પડખું છોડીને ક્યાંય જતો નહિ. રાત ને દિવસ તેની પાસેજ રહેતો અને કુંવર જે કાંઇ પૂછે તેનો જવાબ રળીયોજ આપતો. કુંવરને બહાર ફરવા લઇ જવો હોય તોપણ રળીયો સાથે જ હોય અને કુંવરને જમવું હોય ત્યારે પણ રળીયો તેના પહેરીગીર તરીકે હાજર ને હાજર હોય !

કુંવર મોટો થવા લાગ્યો એટલે તેને ભણાવવા ગુરૂજી આવવા લાગ્યા, પરન્તુ ગુરૂજીને રળીયાની ખાસ સૂચના હતી કે કુંવરના મગજમાં સ્ત્રી સુંદર હોય છે એવી કલ્પના પણ આવવા દેવી નહિ. વળી ગુરૂ અને શિષ્ય બેઉ ઉપર રળીયો પહેરો રાખતો તે તો જૂદું. એમ કરતાં કુંવર દસ–બાર અને ચૌદ વરસનો થયો. હવે તે રાજાની સાથે શિકારમાં સાથે જવા લાગ્યો, કચેરીમાં રાજાની બાજુએ બેસવા લાગ્યો, રાજાની સાથે હરવા–ફરવા લાગ્યો, પણ જ્યારે જ્યારે કુંવર

પોતાની સાથે હોય ત્યારે ત્યારે કોઇ સુંદર સ્ત્રી કે છોકરી કુંવરની નજરે પડી ન જાય તેની કાળજી રાજાજી પૂરી રીતે રાખતા. કુંવર ભણી-ગણી પાવરધો થયો અને તેની સોળ વરસની ઉમર થઇ.

( દોહરા )

એક દિવસ કુંવર પૂછે કહોને ગઢવી વાત,
પુરૂષો દેખું સોહામણા, પણ કેમ કુબડી અબળાની જાત. ૫૪
ગઢવી કહે કુંવર સુણો, બ્રહ્માએ પહેલાં ઘડી નરજાત,
કચરો રહ્યો તેમાંથી ઘડી, પાછળથી અબળાની જાત. ૫૫

એક દિવસ કુંવરે ગઢવીને પૂછયું કે–હું જયાં જયાં જોઉં છું, ત્યાં ત્યાં પુરૂષો બધા સુંદર હોય છે, પણ સ્ત્રીજાત કેમ કાળી ને કુબડી જ હોય છે. ત્યારે ગઢવીએ જવાબ આપ્યો કે "કુંવરજી ! બ્રહ્માએ પહેલાં પુરૂષો ઘડયા અને પછી જે કાંઇ કચરો વધ્યો તેમાંથી સ્ત્રીની જાત ઘડી તેથી તે કુબડી થઇ છે." ત્યારે કુંવર પૂછે છે કે–તમે પુરૂષ છો છતાં બ્રહ્માએ તમને કુબડા કેમ બનાવ્યા, ત્યારે ગઢવી ગભરાયો પણ તે હાજરજવાબી અને હોશિયાર હતો એટલે તેણે કુંવરને સમજાવ્યું કે "કુંવરજી ! પહેલાં તો હું પણ બીજા પુરૂષો જેવો રૂપાળો હતો, પણ જયારે હું નાનો હતો ત્યારે મારી માએ શીતળા દેવીનું વ્રત લીધેલું તે પાળ્યું નહિ, તેથી દેવીએ મને શરાપ આપ્યો એટલે હું આવો કુબડો થઇ ગયો." પછી કુંવરે પૂછ્યું: "ત્યારે તમારી સ્ત્રી પણ આ બધી સ્ત્રીઓના જેવી કુબડીજ છે કે ?" ગઢવીએ હા પાડી, એટલે કુંવરે કહ્યું: "ચાલો તમારે ઘેર, મારે તમારી સ્ત્રીને જોવી છે." પછી તો ગઢવી બહુ ગભરાયો. ગઢવી પોતે કુબડો હતો પણ તેની સ્ત્રી તો રૂપાળી હતી; હવે કુંવરને કેવી રીતે સમજાવી લેવો તેનો ગઢવીને વિચાર થઇ પડયો. ગઢવીએ બ્હાનું કાઢયું: "અત્યારે તો તે

ઢોર પાવા પાધર ગઇ હશે." બપોર થયા એટલે કુંવરે કહ્યું: "ચાલો ગઢવી તમારે ઘેર, હવે તો તે ઢોર પાઇને આવી હશે." ગઢવીએ કહ્યું: "અત્યારે તો તે ન્હાવા બેઠી હશે, સાંજે જઇશું." ગઢવીને લાગ્યું કે કુંવર લીધી હઠ મૂકશે નહિ, એટલે તે તુરત ઘેર ગયો. ગઢવીની સ્ત્રીનું નામ મોંઘી હતું. મોંઘી અત્યારે ન્હાઇ, માથું હોળતી હતી. ગઢવીએ ઘરમાં જઇને કાજળમાં તેલ ભેળવી કાળો રંગ તૈયાર કર્યો. પછી એક છરી લઇને એકદમ મોંઘી ઉપર તૂટી પડયો અને 'રાંડ તારૂં નાક કાપવા દે' એમ કહી તેનું નાક કાપવા લાગ્યો, પણ મોંઘી તેના હાથમાંથી છટકી ગઇ તોપણ નાકને બદલે તેના હોઠ ઉપર ઘા પડયો અને તેમાંથી લોહી નીકળવા લાગ્યું. ગઢવીએ તેને ફરીથી પકડી અને મ્હોં ઉપર પેલો કાળો રંગ તૈયાર કર્યો હતો તે ચોપડી દીધો અને હાથ પગ બાંધીને તેને ખાટલામાં સુવાડી. તે ઘણીએ બૂમો પાડવા લાગી પણ ગઢવીએ તેને છોડી નહિ. રાત પડી એટલે મોંઘી ભૂખી ને તરસી ઉંઘી ગઇ. મધરાતે ગઢવી કુંવરને લઇને પોતાને ઘેર આવ્યો અને કુંવરને ઓસરીમાં બેસાડીને પોતે ઓરડામાં જોઇ આવ્યો તો મોંઘીને ઉંઘતી જોઇ. કુંવર પાસે આવીને તે કહેવા લાગ્યો. "કુંવરજી, રાંડ ઉંઘી ગઇ છે, તેનું મ્હોં જોઇને તમે તુરત બહાર નીકળજો, નહિતો જેવી તે કુબડી છે, તેવી જ મીજાજની આકરી છે તે તમને ગાળો દેશે." કુંવરે તેમ કરવા કબૂલ કર્યું. ગઢવી કુંવરને ઓરડામાં લઇ ગયો અને કુંવરે જોયું કે ખાટલામાં એક કાળી–કુબડી સ્ત્રી સૂતી છે અને તેનો હોઠ કાપેલો છે. હોઠમાંથી લોહી વહ્યું જાય છે. કુંવરની હવે ખાત્રી થઇ કે બધી સ્ત્રીઓ કુબડી જ હોય છે. કુંવર ઓરડામાંથી બહાર નીકળ્યો તે વખતે જરા કમાડ ખખડયું તેથી મોંઘી જાગી ગઇ અને બૂમ મારતી બોલી: "ઊભો રહે, મારા પીટયા, ઉભો રહે!"

ગઢવી કુંવરને લઇને પાછો રાજમહેલમાં આવ્યો. કુંવરનું કુતુહળ શમાવતાં ગઢવીને બહુ મહેનત લેવી પડી, પણ છેવટે એ મહેનત સફળ થઇ તે જોઇને એ રાજી થયો, પણ બીજે દિવસે ઘેર આવીને જુએ તો મોંઘી ઘર છોડીને ક્યાંય ચાલી ગએલી અને પડોશીને કહેતી ગએલી કે " હું તો હવે એ પીટયાના ઘરમાં રહેવાની નથી, કોઇ બીજાની સાથે ઘર માંડીને રહીશ."

રળીયા ગઢવી ક્યાં જઇ આવ્યા, ઘરમાં રહ્યા છીએ રોઈ,
બાળા રાજાનું મન મનાવતાં, મૂળગી બૈરી ખોઈ. ૫૬

એક દિવસ કુંવરે પૂછ્યું: " ગઢવી ! બધી સ્ત્રીઓ કુબડી હોય છે, પણ મારી ઓરમાન મા રૂપાળાં છે તેનું કારણ શું ? " ગઢવીએ મનમાં ગોઠવીને જવાબ આપ્યો: " કુંવરજી ! તમારી ઓરમાન મા જ્યારે નાનાં હતાં ત્યારે તે પણ કાળાં ને કૂબડાં હતાં, પણ તે સૂરજનું વ્રત કરતાં હતાં, ત્યારે એક વાર સૂરજ દેવ સાક્ષાત આકાશમાંથી ઉતરીને તેમની પાસે આવ્યા અને સૂરજદેવે કહ્યું " માગ, માગ," એટલે માતાજીએ રૂપ માગ્યું તે સૂરજદેવે આપ્યું." કુંવર કહે, "ત્યારે બધી સ્ત્રીઓ સૂરજનું વ્રત કરીને રૂપ માગતી હોય તો ? " ગઢવી કહે " એમ તો ઘણીએ સ્ત્રીઓ સૂરજનું વ્રત કરે છે, પણ હવે સૂરજદેવ એમ કહે છે કે મારી ઝોળીમાંથી રૂપ ખૂટી ગયું છે, એટલે હું ક્યાંથી આપું ? "

રળીયા ગઢવીનો આ જવાબ કુંવરના ધ્યાનમાં ઉતર્યો નહિ. તેણે પોતાના મનમાં વિચાર્યું કે બધા પુરૂષો સુંદર નથી, પણ ગઢવી જેવા કોઇ કુબડા છે; બધી સ્ત્રીઓ કુબડી નથી પણ પોતાની ઓરમાન માના જેવી કોઇ સુંદર છે, તો શા માટે વધારે સ્ત્રીઓ સુંદર ન હોય ? પોતાના મનનું સમાધાન કરવાને તે ગાડીમાં બેસી શહેરમાં

જોવા નીકળતો પણ કોઇ રૂપાળી સ્રીને તે જોતો નહિ અને કોઇ સ્રીજ તેના જોવામાં આવતી નહિ. કદાચ કોઇ જોવામાં આવતી તો તે કાળી કે કુબડીજ જોવામાં આવતી. પોતાની સવારી વખતે કોઇ સ્રીએ બહાર દેખાવું નહિ એવી રાજાની આજ્ઞા હતી તેની કુંવરને ખબર નહોતી.

એમ ને એમ બે વરસ વીતી ગયાં અને હવે કુંવર મંગળસિંહ અઢાર વરસનો જુવાન થયો. મનમાં અવનવા વિચારો આવવા લાગ્યા. ચિત્ત ચંચળ બનવા લાગ્યું. મહેલમાં તેને હવે ગમતું નહોતું તેથી તે પાધરમાં, વગડામાં અને બગીચાઓમાં ફરવા લાગ્યો, પણ તે જ્યાં જાય ત્યાં ગઢવી તેની સાથેજ રહેતો, અને કોઇ સ્રીને તેની નજરે ચડવા દેતો નહિ. સવારીની પહેલાં તે બે ઘોડેસવારોને ચલાવતો અને તે સવારો જોરથી ભુંગળ ફુંકતા ચાલતા એટલે માર્ગમાં જો કોઇ સ્રી હોય તો તે ક્યાંય છુપાઇ જતી અને કુંવરની નજરે પડતી નહિ.

એક દિવસ પ્રભાતના પહોરમાં કુંવર મંગળસિંહ, રળીયો ગઢવી અને બે ઘોડેસવારો શિકારે નીકળ્યા છે. વગડે વગડે આથડવા માંડ્યું પણ ક્યાંય વાઘ કે હરણાં કશું દેખાતું નથી. એક પહોર શિકાર વિના વીતી ગયો અને બીજો પહોર પણ વીતી જવા લાગ્યો, પણ ક્યાંય જાનવર નજરે ચડતું નથી. ગઢવીએ કહ્યું કે આપણે આરામ લઇને પછી પાછલે પહોરે બીજા વનમાં ફરીશું, પણ કુંવરે માન્યું નહિ. તે તો સૌની આગળ થઇને ફરે છે અને પોતાની ચંચળ નજરને ચોપાસ ફેરવે છે. એટલામાં એક હરણ અને હરણીનું જોડું કારમું મંગળસિંહના જોવામાં આવ્યું. મંગળસિંહે તીર ફેંક્યું તે હરણને વાગ્યું પણ તીર સાથેજ હરણ અને હરણી છલંગો મારતાં

નાઠાં અને બધા તેમની પાછળ પડયા. આગળ હરણુ અને પાછળ શિકારીઓ દોડતાં જ જાય છે. બે ત્રણુ ગાઉ જેટલે દૂર જતાં કુંવરનો ઘોડો આગળ નીકળી ગયો અને ગઢવી તથા બીજા સવારો પાછળ રહી ગયા, પણુ કુંવરે દોડ મૂકી નહિ. હરણુની દોડથી ઉડતી ધૂળના ગોટાને આધારે તે ઘોડો દોડાવ્યે જતો હતો, એમ કરતાં પાંચેક ગાઉ નીકળી ગયો અને હરણુ કયાં સંતાઇ ગયું તેની કાંઈ ખબર રહી નહિ. તેણે ઘોડાને ઉભો રાખી ચોપાસ જોયું પણુ ગઢવી ને સવારો ક્યાંય દેખાતા નથી. પોતાને પાણીની પૂરી તરસ લાગી છે અને ઘોડો પણુ મોઢેથી ફીણુના ફુંફાડા મારી રહ્યો છે. પાણીનું કોઇ સ્થળ પણુ નજરે ચડયું નહિ. આથી થોડે છેટે એક ઘટાદાર વડનું ઝાડ હતું તે તરફ તેણે ઘોડાને ચલાવ્યો અને ઝાડની છાયામાં ઘોડાને ઉભો રાખી પોતે નીચે ઉતરી જરા આરામ લેતો બેઠો.

થોડી વાર થઇ ત્યાં એક જુવાન બ્રાહ્મણ માર્ગે થઇને નીકળ્યો. એટલે કુંવરે તેને પૂછ્યું; “ અરે ભાઈ! તમારી પાસે પાણી છે કે?” બ્રાહ્મણે વેશ ઉપરથી તેને કોઇ રાજવંશી જુવાન માની લીધો અને તેણે હા પાડી. તે તુરત કુંવર પાસે આવ્યો અને પોતાને ખભે ભેરવેલી પાણીની શરાઇમાંથી પાણી કાઢી કુંવરને પાયું. હવે કુંવરને જરા કળ વળી.

(દોહરા.)

સુરજ તપે સોળે કળા, લૂ વરસે ચોપાસ,
બ્રાહ્મણુ પાણી પાઈને, બુઝવે કુંવરની પ્યાસ. ૫૭
ત્રણુ ભવ તણો સંબંધ છે, પહેલો પરમાનંદ,
હાનીયો, પછી ભ્રમર ને, વિપ્ર છે શિવાનંદ. ૫૮

મંગળસિંહ અને એ શિવાનંદ બ્રાહ્મણ કાંઇ કાંઇ વાતોએ વળગ્યા. શિવાનંદ અને મંગળસિંહ વચ્ચે પરભવનો મિત્રનો સંબંધ છે પણ આ અવતારે એક બીજાને ઓળખતા નથી. શિવાનંદ પચીસ વરસનો જુવાન અને બ્રહ્મચારી હતો. કાશીએથી ઘણી વિદ્યા ભણીને થોડા વખત ઉપરજ દેશમાં આવ્યો હતો. જ્યાં આ પ્રમાણે બેઉ જણા વાતચીત કરે છે. ત્યાં તો વડની સામેને માર્ગે થઇને રૂમઝુમ કરતો એક રથ નીકળ્યો, તેની સાથે ચાર અસવાર હતા. રથ વડનો ચકાવો લઇને વડની પાછળ જ આવેલા એક દેવીના મંદિર પાસે ઉભો રહ્યો. રથમાંથી પહેલાં બે દાસીઓ નીકળી અને પાછળ એક સોળ વરસની સુંદર કુંવારી બાળા નીકળી અને સીધી મંદિરમાં ચાલી ગઇ. એ બાળા રૂપ રૂપનો અંબાર હતી. ખીલેલા કમળ જેવું મુખ હતું. વાદળી કમળ જેવી તેની આંખો હતી, પોપટની ચાંચ જેવું નાક હતું. ઓઠ પરવાળા જેવા હતા અને તેની ગરદન તો સફેદ શંખના જેવી હતી. એ બાળાની આવી સુંદરતા જોઇને મંગળસિંહ તો ઘેલા જેવો બની ગયો.

( સોરઠા. )

કાળી કુબડી નાર, જગત બધામાં જાણીયે,
આ દેવીનો અવતાર, સ્વર્ગથી ઉતરી આવીયો. ૫૯
કાળી ન કુબડી એક, દાસી પણ એ નારની,
સૂર્ય લોકથી છેક, આવી શું મૃત્યુ લોકમાં ! ૬૦
કપાળે હીરાનો ચંદ, હીરા કણીયું બે આંખમાં,
કે શિવજીએ થઈ પરસંન, ત્રણે લોચન તેને દીધાં. ૬૧
પહેર્યું ચંપા કળીનું વસ્ત્ર, કે ચંપકવરણી કામની,
ગંધે મોહી ચડયો સર્પ, એ સુંદરીના શિર ઉપરે. ૬૨

મંગળસિંહ કુંવર વિચાર કરે છે કે-આખા જગતમાં સ્ત્રીઓ કુબડી અને કાળીજ હોય છે તો આ રૂપરૂપના અંબાર જેવી સ્ત્રી જગતમાં કયાંથી? શું સ્વર્ગ લોકમાં રહેલી કોઇ દેવીનો એ અવતાર હશે? કે શું તે સૂર્ય લોકમાં રહેતી હશે? વળી તેની દાસીઓ પણ રૂપાળી છે અને એકકે કાળી કે કુબડી નથી. તેને કપાળે હીરાનો ચાંદલો છે અને આંખમાં બે હીરાકણીઓ ચળકે છે, તેથી તે એવી દેખાય છે કે જાણે શિવજીએ તેના ઉપર પ્રસન્ન થઇને પોતાની ત્રણે આંખો તેને આપી દીધી! વળી તેણે ચંપાની કળીઓ ગુંથીને બનાવેલું વસ્ત્ર પહેર્યું છે કે તેની દેહજ ચંપક વરણી છે તેની પણ સમજ પડતી નથી. કાંતો ચંપાનાં ફુલની ગંધથી મોહાઇને ફણીધર સાપ તેના માથા પર ચડયો જણાય છે-ફણીધરના જેવી લાંબી કાળી વેણી તેના માથા પરથી લટકે છે.

રાજકુંવર અને શિવાનંદ બેઉ આ દેખાવ જોઇજ રહ્યા છે, અને રાજકુંવર તો એ સુંદરીના રૂપના વિચારમાંજ ગુમ બની ગયો છે. થોડી વાર થઇ ત્યાં તો રૂમઝુમ-ઠુમ ઠુમ કરતી પેલી સુંદરી મંદિરમાંથી નીકળી એ વખતે મંગળસિંહ અને એ સ્ત્રીની આંખો અરસપરસ મળી. એક ક્ષણમાં તો જાણે એક બીજાના અંતરને સમજી ગયાં! પછી પેલી સુંદરીએ બાજુએ ફરી હાથ જોડયા, વેણીમાંથી ફુલ કાઢીને સુંઘ્યું, અને ફુલને ડાબા હાથમાં લઇને ફરી સુંઘ્યું પછી પોતાની દાસી પાસે મેનાનું પાંજરૂં હતું તે મેનાને માથે એ ફુલ મૂકયું અને હસતાં હસતાં ફુલને ડાબા હાથથી ફેંકી દીધું! તુરત જ તે રથમાં બેઠી અને રથ તથા ઘોડેસવારો જે દિશામાંથી આવ્યાં હતાં, તેજ દિશામાં પાછા ચાલ્યા ગયા!

રાજકુંવર તો એ સુંદરી ચાલી જતી જોતાંજ તેનાં નયન

બાણુથી ઘાયલ થઇને મૂર્ચ્છા પામ્યો. તે ધડાક દેતો ભોંયપર પડી ગયો. શિવાનંદે તેના મ્હોંપર પાણી છાંટવા માંડયું ત્યારે કેટલીક વારે તે શુદ્ધિમાં આવ્યો. તેણે જોયું કે સામેના મંદિર પાસે હવે કોઇ નથી. તે બ્હાવરાની પેઠે દોડીને મંદિર પાસે ગયો અને પેલી સુંદરીએ જે ફુલ ફેંકી દીધું હતું તે ઉપાડી લઇને તેને કહેવા લાગ્યો.

( ચોપાઇ )

ફુલડા કયે દેશ નીપજીયું, ને કોની વાડીમાં ઉગીયું,
કોણે તુજને ચુંટયું હતું, ને કોની વેણી શોભાવતું. ૬૩
કયા રાયની વરતે આણુ, કહે તુજને જો તેની જાણુ,
શાને તું અહીં આવી પડયું, ને શાને આવી મુજને જડયું ? ૬૪
કાયા જેની તુજ રંગ સમી, તુજ પાંખડીશી આંગળી ગમી,
તુજ સરખી સુંવાળી દેહ, તેની ઉપર ઉપજ્યો નેહ. ૬૫

પણ એ ફુલ રાજકુંવરને કશો જવાબ આપતું નથી. શિવાનંદ કુંવર પાસે આવીને બોલ્યો: "હે રાજકુંવર ! તમે પેલી સુંદરી ઉપર મોહ પામ્યા જણાઓ છો, અને તમને તેની ઓળખ પડતી નથી, પણ એ સુંદરી તો તમને બધીએ ઓળખાણ આપી ગઇ છે." રાજકુંવર બોલ્યો: "શું એ સુંદરીની મુંગી વાણી તમે સમજ્યા છો ?" શિવાનંદે કહ્યું: "હા, પેલા વડ પાસે તમે એક વાર આવો, એટલે હું તમને બધી સમજ પાડું." પછી રાજકુંવરને તે વડ હેઠળ તેડી લાવ્યો અને સમજાવ્યું: "સાંભળો મહારાજ ! એ સુંદરીએ પહેલાં ઉત્તર દિશાએ ફરીને સૂર્યને નમસ્કાર કર્યા, એથી તેણે કહ્યું કે હું ઉત્તર દેશમાં રહું છું અને સૂર્યપુર મારૂં નગર છે. તેણે ફુલ કાઢીને સુંઘ્યું એટલે કે પુષ્પસેન તેના બાપનું નામ છે. તેણે મેનાને પાયે ફુલ મૂકયું એટલે જાણવું કે તેનું નામ મેનાકુંવરી છે. ડાબા હાથમાં લઇને

તેણે ફુલ ફેંકી દીધું એટલે કે તેને નગર જવાના બે માર્ગ છે, એક જમણો અને એક ડાબો, તેમાંથી ડાબા હાથને માર્ગે થઇને તમે આવજો, અને ફુલ ફેંકતાં તે હસી એટલે જાણવું કે હું તમને રાજીખુશીથી પરણીશ.” રાજકુંવર તો શિવાનંદની આ બધી વાત જાણીને હર્ષઘેલો થઇને તેને ભેટી પડયો અને બોલ્યોઃ “શિવાનંદ, આજથી તું મારો મિત્ર થયો અને તું મારી સાથે મારે ગામ ચાલ; આ મોતીની માળા તને બક્ષીસ આપું છું, અને હું એ સુંદરી સાથે પરણીશ એટલે તને ન્યાલ કરી નાંખીશ.”

પોતાને રાજકુંવરની પાસે રહેવાનું ઠર્યું તેથી શિવાનંદ ખુશી થયો. રાજકુંવરે પેલા ચંપાના ફુલને એ સુંદરીના સંભારણા તરીકે સાથે રાખી લીધું અને પછી તે ઘોડાપર સવાર થયો. એટલામાં તો રળીયો ગઢવી અને બીજા શિકારીઓ ત્યાં આવી પહોંચ્યા. ગઢવીએ કહ્યું: “કુંવર, અમે તો તમને શોધી શોધીને થાકયા અને તમે અહીં શું કરો છો?” કુંવરે કહ્યું: “આપણે શિકાર કરવા નીકળ્યા છીએ કે નહિ? અહીં પણ મેં શિકાર જ કર્યો હતો, પણ શિકાર છટકી ગયો છે.” ગઢવીએ પૂછ્યું કે “શિકાર મૃગનો કર્યો હતો કે શું?” કુંવર કહે કે: “મૃગનો શિકાર તો બહુએ કર્યો પણ આ વખતે તો મૃગનેણીનો શિકાર કર્યો છે.” ગઢવી સમજ્યો કે કુંવર એકલા રહ્યા એટલામાં કોઇ મૃગનેણીના બાણથી ઘાયલ થયા જણાય છે.

## પ્રકરણ ૩ જું.

( લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે—એ રાગ. )

સાંભળ શિવાનંદ સુલક્ષણારે, ચાલો જઇએ ઉત્તર દેશ,

પ્રેમે પરણું એ પદ્મણીરે, જેનો નીરખ્યો જોબનવેશ. ૬૬
કાજળ ઘેરી આંખડીરે, માંહે હીરાશી કીકી ચળકંત,
નાક નમણું શુક સારીખું રે, ચાલ હાથણી સરખી ચલંત. ૬૭
પુલભરી જાણે વેલડીરે, એનું અપસરા જેવું છે રૂપ,
લોચનીયાં જાદુભર્યાં રે, મને ઘાયલ કીધો અનૂપ. ૬૮
હોઠ તો જાણે પરવાળનાંરે, ગાલે ઘેરાં ગુલાબનાં ફુલ,
નેપુર એના ઠમકતાંરે, મારે અંતર ઉપડયું છે શૂળ. ૬૯
દાડમ કળીશા દાંત છે રે, સેંથે સુંદર ભરીયું સીંદૂર,
નિંદમાં સોણુલાં આવતાંરે, મારૂં ચિત્તડું થાય છે ચૂર. ૭૦

એ પ્રમાણે રાજકુંવર મંગળસિંહ હવે મેના કુંવરીને પરણવાની ઝંખના કરી રહ્યો છે. રાજાજી નિરાશ થઇ ગયા છે. ગઢવીની બાજી પણ ધુળમાં મળી ગઇ છે. રાજા અને ગઢવી કુંવરને બહુ બહુ સમજાવે છે પણ કુંવર માનતો નથી. ગઢવી કહે છે કે—એ તો કોઇ મૃત્યુ લોકની સ્ત્રી હોયજ નહિ, પણ ઇંદ્રની અપ્સરા હશે તે પાછી સ્વર્ગમાં ચાલી ગઇ હશે, પણ કુંવર હવે સમજી ગયો છે કે ગઢવીની એ બધી વાતો જૂઠી છે. શિવાનંદને ગામમાંથી કાઢી મુકવા ગઢવી પ્રપંચ કરે છે, પણ કુંવર કહે છે કે જો શિવાનંદને કાઢી મૂકશો તો હું જીભ કરડીને મરીશ, તેથી શિવાનંદને કુંવરની પાસે રાખ્યા વિના છૂટકો નથી. કુંવરને માથે સાત-સાત ઘાત છે. પરન્તુ કુંવરને કોઇ એ વાત કહેતું નથી, કારણકે જો કહે તો કુંવર બીકને લીધેજ મરી જાય. આથી કુંવર કશુંએ જાણતો નથી.

દિવસ પછી દિવસ જાય છે અને મંગળસિંહ કુંવર રાજાજીની રજા નહિ મળવાથી મેના કુંવરીને પરણવાને જઇ શકતો નથી.

દિવસ ને રાત કુંવર બેચેન રહે છે, રાત્રે ઉંઘ આવતી નથી, મેનાના વિરહથી તલસ્યા કરે છે, ઉંડા નિસાસા નાંખે છે અને શરીરે સુકાતો જાય છે.

( સવૈયા )

ચૈન કહાં જહાં નૈન લગે, અરૂ નેમ કહાં જહાં પ્રેમ અચેૌ હૈ,
શુદ્ધિ કહાં જહાં બુદ્ધિ નહીં, સુખ હેતુ કહાં જહાં પ્રેત છચેૌ હૈ;
ધીર કહાં જહાં પીર ભઈ, અરૂ લાજ કહાં જહાં લોભ ધચેૌ હૈ,
છૂટહિગો તબ જાનહિંગે, અબતો મન હાથ પરાયે પચેૌ હૈ. ૭૧

( સોરઠા. )

લાગ્યો જેથી નેહ, રેન–દિન કલ ના પડે,
પ્રેમ તપાવત દેહ, મનડું પરાયું થઈ ગયું. ૭૨
તલસે દિન ને રાત, મનડું તનડું તરફડે,
સુજે ન બીજી વાત, શ્રાવણ–ભાદરવો વહે. ૭૩
નારી નેહનું ભૂત, વળગ્યું તે છૂટે નહિ,
જુએ ન રૂત કરૂત, પ્રીતિ કેરી વેલડી. ૭૪
પ્રીતિ કેરી વેલ, બારે માસ ફળ્યા કરે,
એક વાર વાવેલ, પછી અમૃત ફળ આપ્યા કરે. ૭૫
કોને અમૃતરૂપ, કોને વિખની વેલડી,
નરને સાકરની ભૂખ, પણ ખરને વિખનો વાટકો. ૭૬

કુંવર રાત ને દિવસ મેના મેના ઝંખી રહ્યો છે, રોમે રોમે મેનાના નામનો સ્વર ઉઠી રહ્યો છે, દશે દિશાઓમાંથી મેનાના નામનો પોકાર સંભળાઈ રહ્યો છે, કુંવરને મન તો આખા બ્રહ્માંડમાં મેના શબ્દજ ગાજી રહેલો લાગે છે. કુંવરની આવી સ્થિતિ થતી જોઇને

છેવટે રાજાએ આજ્ઞા આપી કે તમારે જવું હોય તો ભલે જાવ, પણ સાથે સારી પેઠે માણસો લેતા જાવ. પણ કુંવરે તો એક શિવાનંદ સિવાય બીજા કોઇ માણસને લઇ જવાનીજ ના કહી. છેવટે રાજાજીના બહુ આગ્રહથી વધારેમાં એક માત્ર રળીયા ગઢવીને સાથે લેવાનું ઠરાવ્યું. એ પ્રમાણે કુંવર, શિવાનંદ અને ગઢવી એ ત્રણે જણ ઉત્તર દેશની મુસાફરીએ જવાને નીકળ્યા. કુંવરનો ઉત્સાહ માતો નથી, પણ રાજાજીને ચિત્ત ચિંતાનો પાર નથી. સાથે પુષ્કળ ધન લીધું છે, પાણી ખોરાકીનાં સાધન લીધા છે, સૂવા–ઓઢવાનાં કપડાં લીધાં છે, પણ એ બધું સૌના ઘોડા ઉપર રહી શકે તેટલુંજ.

(દોહરા.)

શુભ શુકન જોઇ પરવરો, કુંવર ધીરા કરજો પ્રવાસ,
સાચવજો તમ શરીરને, વળી કરશો ન કાંઇ સહાસ. ૭૭
આવે અજાણ્યા દેશ તો, ન કરશો કોનો વિશ્વાસ,
કુશળ પાછા ઘર આવજો, અમે પામીશું હુલ્લાસ. ૭૮
મારગડો જોઇ જાળવી, જજો ન ભૂલતા પંથ,
કુશળ સમાચાર કહાવજો, જેથી મટે અમારી ચંત. ૭૯

એ પ્રમાણે રાજાજીએ કુંવરને શિખામણ આપી વિદાય કર્યા, પણ આંખમાંથી આંસુડાંની ધાર ચાલી જાય છે. કુંવરે હઠ કરીને રજા લીધી, તેને માથે સાત તો ઘાત છે, પરદેશ પરણવા જાય છે, હવે શું થશે તેની ચિંતા રાજાને થયા કરે છે. પણ ભાવી મિથ્યા થવાનું નથી એમ મન મનાવીને રહે છે. કુંવરને સ્ત્રી ઉપર મોહજ ઉપજે નહિ એવી ધણીએ કરામત કરી હતી પણ કરામત કામ ન આવી, તેમ જોશીએ ભાખ્યા પ્રમાણે ઘાત આવશે તેની પાસે પણ માણસનું જોર કાંઇ ચાલવાનું નથી એમ રાજાજી વિચાર્યા કરે છે.

પાણી દોડે પૂરમાં, ને કાપે ઘણેરા પંથ,
પાણીપંથો ઘોડલો કૈં એથીય અધિક ચલંત. ૮૦

( સોરઠો )

તરવરીયા તોખાર, ને પાણીપંથા ઘોડલા,
હોત પ્રભુ જો પાંખ, તો એ પ્રભુનેજ લેત અડફેટમાં. ૮૧

આવા પાણીપંથા ઘોડાઓ લઇને કુંવર મંગળસિંહ, શિવાનંદ મહારાજ અને રળીઓ ગઢવી ઓતરાદા મુલક ભણી મુસાફરી કરે છે. ગામેગામ અને નગરેનગર પૂછતાં પૂછતાં આગળ વધે છે. કોઇ વાર ધરમશાળામાં, કોઈવાર ગામને ચોરે તો કોઇ વાર વન–વગડામાં રાત ગાળવી પડે છે. ઠામ ઠામનાં પાણી પીવાં પડે છે. ટાઢ–તડકો વેઠવાં પડે છે. પણ કુંવરનું મન તો ઉલ્લાસથી ભર્યું છે એટલે તેને આમાંનું કશુંયે દુઃખ લાગતું નથી. રાત પડે છે એટલે જ્યાં મુકામ નંખાય છે ત્યાં રળીયો ગઢવી તરેહ તરેહની વાતો કરે છે, શિવાનંદ પોતાની વિદ્યાની વાતો કહે છે અને કુંવરને આનંદ આપે છે. કુંવર તો મેનાનો જાપ જપતાંજ રાત દિવસ ગાળે છે અને મેનાનું રૂપ કુંવરની આંખોમાં એવું ભરાઇ ગયું છે કે એ રૂપનો કેફ એક ક્ષણ પણ ઉતરતો નથી. એ કેફની ઝુમમાં કુંવરને નથી લાગતો થાક, નથી લાગતી ભૂખ કે નથી લાગતાં વગડાનાં દુઃખ.

ચાલતાં ચાલતાં થોડે દિવસે તેઓ એક પર્વતની તળેટીમાં આવી પહોંચ્યા અને ત્યાં આગળ એક ભીલને સૂર્યપુરનો મારગ પૂછ્યો. ભીલે જવાબ આપ્યો કે આ પર્વત ઓળંગો એટલે સૂર્યપુરનાં ઝાડવાં દેખાશે, ભીલ ચાલ્યો ગયો એટલે કુંવરે શીવાનંદને કહ્યું કે “આ પર્વતમાં સોંસરા પડીને આપણે પર્વતની પેલી મેર જતા રહીએ એટલે પછી સૂર્યપુર પહોંચી જઇશું.” પણ શીવાનંદે કહ્યું: “પણ મેનાએ

તો આપણને ડાબા હાથને માર્ગે થઇને આવવાનું કહ્યું છે અને પર્વતમાંથી સોંસરા નીકળવાનો માર્ગ તો જમણા હાથે આવેલો છે તેનું કેમ ?" કુંવર કહે કે "એ તો મેનાએ કહ્યું હશે કાંઇ અને તમે સમજ્યા કાંઈ; પર્વત ઓળંગીને જઇએ તો પાંચ ગાઉ જવું પડે અને ફરીને જઇએ પચાસ ગાઉનો ફેરો પડે. મેના કાંઈ પાંચ ગાઉનો માર્ગ છોડીને પચાસ ગાઉ ફરીને આવવાનું કહે ? એ તો સમજવામાંજ તમારી કાંઇક ભૂલ થઇ હશે." એમ કહીને કુંવરે શિવાનંદની વાત ગણકારી નહિ. ઝટપટ સૂર્યપુર પહોંચી જવાની તાલાવેલી કુંવરને લાગી હોવાથી શિવાનંદની શિખામણ ઉપર કુંવરે ધ્યાન આપ્યું નહિ, અને એ તો સૌની આગળ થઇને પર્વત સોંસરો પડયો. ગઢવીને શિવાનંદ ઉપર અદેખાઇ આવતી હતી, તેથી ગઢવીએ કુંવરનો પક્ષ પકડયો અને કહ્યું: " ચાલો મહારાજ આ તરફ; શિવાનંદ, પરવત સોંસરા પડતાં તમને બીક લાગતી હોય તો તમે પાછળ ચાલજો; અમારી પાસે પૂરા હથીયાર છે એટલે તમારે બ્હીવું નહિ." શિવાનંદે ફરીથી કુંવરને કહ્યું કે " આ સાહસ થાય છે હો, " પણ કુંવરે માન્યું નહિ. ત્રણે જણ પર્વતમાં થઇને સોંસરા જવાનો માર્ગ હતો તે માર્ગે ઘોડાને ચલાવવા લાગ્યા.

( ચોપાઇ )

મનુષ્ય ભલેને મનોરથ કરે, પણ કરમરેખ ટાળી નવ ટળે,
થવાનું હોય તે નિશ્ચે બને, અક્કર ચક્કરમાંથી આવી પડે. ૮૨

ત્રણે જણા થોડેક દૂર ગયા ત્યાં ગાઢ વન આવ્યું. વનની વચ્ચે થઇને ટેકરાઓ ઉપર માર્ગ જતો હતો. વનમાં પેસતાં જ તેઓએ કોઇના રૂદનનો સ્વર સાંભળ્યો એટલે કુંવરે ઘોડો ઉભો રાખ્યો. કાન માંડીને સાંભળતાં જણાયું કે એ કોઇના રૂદનનો સ્વર છે અને

રોનાર પણ કોઇ સ્ત્રી છે. લાંબો વિલાપ કરીને કોઇ રડી રહ્યું હતું. કુંવરે તુરત તે સ્વર જે દિશાએથી આવતો હતો તે તરફ પોતાના ઘોડાને દોર્યો. શિવાનંદે કહ્યું; " કુંવર ! આપણે એ બાજુએ જવાનું કાંઇ કામ નથી, માટે આપણે આપણે માર્ગેજ ચાલો." પણ કુંવરે માન્યું નહિ અને કહ્યું: "કોઇ બાઈ છાતી ફાટ રડે છે, તો આપણે તેને પૂછીએ તો ખરા કે તેને શું દુઃખ છે?" ગઢવીને પણ કુંવરને માથે ઘાત હોવાનું સાંભરતું હતું એટલે તેણે પણ તે તરફ જવાની ના કહી પણ કુંવરે કહ્યું કે "તમારે ન આવવું હોય તો ત્યાં ઉભા રહો, હું હમણાં જઇને આવું છું."

( સોરઠો )

ઘોડાહઠ ને બાળહઠ, વળી ત્રીજી હઠ તો નારની,
તે પર કહી છે રાજહઠ, છોડી છુટે નહિ કારમી. ૮૩

કુંવરે હઠ છોડી નહિ અને જવા માંડયું, એટલે શિવાનંદ અને ગઢવીને પણ પાછળ દોરાવું પડયું. થોડે દૂર જતાં કુંવરે જોયું કે કોઇ બાઇ ધુમટો કાઢીને વિલાપ કરી રોઈ રહી છે અને પાસે બીજું કોઇ નથી. તેનાં આંસુથી તેની ઓઢણી ભીંજાઇ ગઈ છે અને વિલાપ તો એવો કરે છે કે જાણે વનનાં ઝાડ પણ ચોધાર આંસુ વરસાવતાં હોય. કુંવરે તેની પાસે જઇને પૂછયું:

( દોહરા )

છાની રહે તું સુંદરી, શીદ રૂએ છે છૂટે મુખ,
ડાકણ સાકણ કોણ છું, ને તને પડયું શું એવડું દુઃખ. ૮૪

પણ બાઇએ જવાબ આપ્યો નહિ, એટલે કુંવરે ફરી પૂછયું:

ઝાડ રૂએ, પંખીડાં રૂએ ને મારી એ આંખ ભીંજાય,
કહે તુજ દુઃખની વાતડી, જો બનશે તો કરશું સ્હાય. ૮૫

પછી પેલી બાઇએ રોવું મુકીને જવાબ આપ્યો:

ડાકણ શાકણ હું નથી ને છું નહિ ભૂત પલીત,
સૂરજપુરની કુંવરીની દાસી છું હું ખચીત. ૮૬
પુષ્પસેન રાયની બેટડી ને મેનાકુંવર તેનું નામ,
પરદેશીએ ચિત્ત ચોરીયું કરી બેઠાં છે અન્ન હરામ. ૮૭
વનમાં આવી તપસ્યા કરે, લે નહિ જળ કે અન્ન,
ઘડીમાં તો પ્રાણ છાંડશે, તેથી દુખીયાં દાસી જંન. ૮૮

મેના કુંવરીનું નામ સાંભળીને કુંવર તેને મળવાને અધીરો બની ગયો અને તેને મળવા એક પગે થઈ રહ્યો. પણ વધારે ખાત્રી કરવાને તેણે પૂછ્યું:

એવો પરદેશી કોણ છે, જેણે કુંવરીનું ચોર્યું ચિત્ત,
કયા નગરનો વાસી એ, કયે ઠામ બંધાઈ પ્રીત. ૮૯

બાઈ બોલી:

વનમાં મંદિર ગોરમા તણું, ત્યાં કુંવરીએ કર્યું પૂજંન,
તુરત મળ્યો કોઇ પંથીડો, તેણે ચોર્યું કુંવરીનું મંન. ૯૦

કુંવર જાણી ગયો કે તે તો પોતેજ હતો એટલે બહુ અધીરો થઇને તે બોલ્યો: " હે બાઇ ! તે તો હું પોતેજ. ચાલો, તે કયાં તપસ્યા કરે છે તે મને બતાવો: હું પણ મેના કુંવરીને માટેજ સૂર્યપુર જવા નીકળ્યો છું."

બાઈ એ સાંભળીને બહુ હરખ પામી ને કુંવરને પોતાની પાછળ પાછળ ચાલ્યા આવવાનું કહીને પોતે આગળ ચાલવા લાગી. કુંવર મનમાં વિચારવા લાગ્યો કે આ માર્ગે આવ્યા તો કેવું સારૂં થયું. ઠેઠ સૂર્યપુર પહોંચવાની પણ જરૂર પડી નહિ, માર્ગમાંજ મેના કુંવરી

મળી ગઇ અને વળી તેનો પ્રાણ બચાવવાનો પણ પોતાને જોગ મળી ગયો. આ પ્રમાણે વિચારતો તે ચાલ્યો જાય છે, પાછળ શિવાનંદ અને ગઢવી જાય છે, એટલામાં એક ઝુંપડી પાસે પેલી બાઈ થોભી. ઝુંપડી ઘાસ અને પાંદડાંથી બાંધેલી હતી. તેનું બારણું પણ ઘાસનું બનાવેલું હતું. પેલી બાઈ બારણું ઉઘાડીને અંદર પેઠી એટલે કુંવર પણ ઘોડા ઉપરથી ઉતરીને અંદર પેઠો. તુરત ઝુંપડીનું બારણું પેલી બાઇએ બંધ કર્યું, પણ એજ ક્ષણે મોટો ધડાકો થયો. શિવાનંદ ઝુંપડીની બહાર ઉભો હતો તે ચમકયો અને ઘોડા ઉપરથી ઉતરીને ઝુંપડીનું બારણું ઉઘાડી તે અંદર જુએ છે તો ન મળે પેલી બાઈ કે ન મળે કુંવર મંગળસિંહ!

ચૂડેલે મંગળસિંહને એક ઉંડા ભોંયરામાં ઉતારી દીધો હતો. મંગળસિંહે ઝુંપડામાં પગ મૂકયો તે સાથેજ તે પોતાની શુદ્ધિ ભૂલી ગયો અને એજ અવસ્થામાં ભોંયરામાં એક પલંગ ઉપર પડયો. શુદ્ધિમાં આવતાંજ તેણે જોયું કે પોતે એક સોનાના પલંગ ઉપર મશરૂની તળાઇમાં સૂતો છે. ચારે બાજુએ રંગ બેરંગી ભીંતો છે, તેમાં હીરા જડેલા છે અને હીરાના તેજથી ચોમેર ઝાકઝમાળ થઈ રહ્યું છે. પલંગની છત્રીને ફુલનાં તોરણ બાંધ્યાં છે અને તેમાંથી ખુશબો નીકળી રહી છે, સુગંધી મદ્યની પ્યાલી પોતાની પાસેના બાજઠ ઉપર ભરેલીજ પડી છે અને જયાં મંગળસિંહ પોતાની સામે નજર નાંખે છે ત્યાં એક અલૌકિક રૂપાળી, જોબનથી મદમસ્ત બનેલી, મંદ મંદ હસતી, માત્ર ફુલનાજ શણગાર ધારણ કરેલી, આંખોમાં વિજળીની ચમકવાળી સુંદરી ઉભી છે, પણ નથી તેના ઉપર એક વસ્ત્રનો કકડો! તદ્દન નગ્ન તે ઉભી છે અને કુંવર શરમાઇને આંખોને નીચી ઢાળી દે છે! ફરીથી તેને શંકા થાય છે કે

એજ મેના તો નથી ? તુરત તે આંખ ઉંચી કરીને જુએ છે, સુંદરીની આંખોમાંથી પ્રેમભર્યો ઇશારો નીકળે છે. કુંવરનું દિલ ધડકે છે, પરન્તુ તેની ખાત્રી થાય છે કે–એ મેના તો નથી ! ફરીથી કુંવર આંખોને નીચી ઢાળી દે છે.

શીદ ઢાળે નીચી આંખડી, શીદને તું શરમાય,
ભોગવ ભોગ ઉમંગથી, તારી કાયા નહીં કરમાય. ૯૧

નવલું જોબન તાહરૂં, ને લાખેણું મારૂં જોબન,
રંગે રમીએ આપણે, તો આપણ બેઉ ધન્ય. ૯૨

કુંવર બોલ્યોઃ

દીધું દીલ મેના કુંવરને, તે બીજીને ન દેવાય,
ચુડેલ તેં મને છેતર્યો, ધિક્ક છે તારી કાય. ૯૩

લોભાઉં નહિ તુજ રૂપથી, છે માયાવી તારૂં અંગ,
દૂર જા રાંડ કુલક્ષણી, મને જોઇએ ન તારો સંગ. ૯૪

સુંદરી બોલીઃ "હે માનવી ! તું મારો શીદને તિરસ્કાર કરે છે ? શું તારી મેના મારા કરતાં વધારે રૂપાળી છે ? આ ગુલાબી ગાલ જો, આ સોનાના કલશ જેવા સ્તન જો, આ માણેક જેવા ઓઠ જો, આ કમળના પત્ર જેવું પેટ જો, આ કેળના સ્થંભ જેવા સાથળ જો, આ કમળ નાળ જેવા હાથ જો ! આ હાથની બાથમાં જ્યારે તું આવીશ, આ સાથળનો સ્પર્શ તું કરીશ અને મારી સાથે રંગ માણીશ, ત્યારે તને સ્વર્ગનું સુખ મળશે ! એવું સુખ તને કોઇ મૃત્યુ લોકની સ્ત્રી આપશે નહિ. તું તારે અહીં હમેશાં રહે, તારે સુખ શોધવા બીજે ક્યાંય જવું નહિ પડે. અહીં નવે નિધિ ભર્યા છે,

અહીં અન્ન, વસ્ત્ર, ધન, કશાનો તોટો નથીઃ તારા રાજપાટથી પણ વધારે સામગ્રી અહીં ભરી છે! પછી તું મારી ઇચ્છા પૂરી કરવાની ના કહે છે તે મુર્ખાઇજ છે."

કુંવરે કહ્યુંઃ "હે સુંદરી! તું મને ભલે લોભાવે, પણ હું લોભાવાનો નથી." સુંદરી બોલીઃ "અલ્યા મૂર્ખ! તું મારી શક્તિ જાણે છે? જો હું ધારૂં તો તને પળ વારમાં દરિયામાં ડુબાવી દઉં, જો હું ધારૂં તો તને પર્વતના ભાર હેઠળ કચડીને મારી નાંખું, જો હું ઇચ્છું તો મારા મ્હોંમાંથી અગ્નિની ઝાળ નીકળીને તને બાળી નાંખે, જો હું ઇચ્છું તો તારા રાઇ જેવડા ટુકડા કરીને ગીધડાંને ખવરાવી દઉં! હું તને કાંઇ દુઃખ દેવા ઇચ્છતી નથી. પણ મારી સાથે રંગ માણીને સુખ ભોગવવા કહું છું, પણ જો તું મારૂં કહ્યું નહિ માને તો યાદ રાખ કે તારી બૂરી દશા કરીશ." એમ કહીને એ ચૂડેલ ચાલી ગઇ એટલે કુંવરે મનમાં કહ્યુંઃ "હાશ! અત્યારે રાંડ ગઇ!" પણ જ્યાં પલંગમાંથી માથું ઉંચું કરવા જાય છે ત્યાં માથું ઉંચું થઇ શકતું નથી! પાસું ફેરવવા જાય છે તો પાસું ફેરવી શકાતું નથી! હાથ ઉંચો થઇ શકતો નથી અને પગ ફેરવી શકાતો નથી! પોતે જાગે છે, જુવે છે, પણ પલંગની સાથે તેનું શરીર ચોંટી ગએલું છે! આખી રાત તે એ પ્રમાણે હાલ્યા-ચાલ્યા વિના પડયો રહ્યો અને બહુજ મુંઝાવા લાગ્યો. હવે આ કેદમાંથી પોતાનો છૂટકો શી રીતે થશે તેનોજ તેને વિચાર થવા લાગ્યો.

બીજે દિવસ થતાંજ ચૂડેલ આવી, પણ આ વખતે જુદાજ સ્વરૂપમાં આવી. સોળ વરસની નવયૌવના બાળા જેવું તેનું સ્વરૂપ હતું, તેણે રંગીન અને બારીક કપડાં પહેર્યાં હતાં. હાથમાં, નાકે, હીરાનાં ઘરેણાં હતાં. પગમાં સોનાનાં ઝાંઝર હતાં અને જ્યારે તે

ચાલતી આવતી હતી ત્યારે ઝાંઝરની ઘુઘરીઓમાંથી મધુરો રણકાર નીકળતો હતો. તેનું માથું ખુલ્લું હતું અને અંબોડે રંગ-બેરંગી ફુલો ગુંથ્યાં હતાં. મંગળસિંહના પલંગની સામે જઇને તે બોલી: "કેમ કુંવર મંગળસિંહ ! કેવી મજા પડે છે ?"

મંગળસિંહ બોલ્યો: "મને આમ રીબાવવાથી તને શો લાભ થવાનો છે ? હું પડખું પણ ફેરવી શકતો નથી, ભૂખ અને તરસથી મારામાં બોલવાની એ શક્તિ રહી નથી અને એમ ને એમ હું મરી જઇશ, પણ એમ ન ધારીશ કે હું તારે વશ થઇને રહું."

સુંદરી એને પટાવતી બોલી: "કુંવર ! એમ તું આકળો ન થા. હું તને ભૂખ્યો-તરસ્યો રહેવા નહિ દઉં અને મરવા પણ નહિ દઉં; પણ જો તું મારી ઇચ્છા એકજ વાર પૂરણ કરે તો પછી હું તને છોડી દેવા તૈયાર છું. હું તને હમેશાં અહીં રાખીશ નહિ, માત્ર એક વાર મારી સાથે સંભોગ કરી મારી કામનાને પૂરી કર એટલે તું છૂટો થઇશ." કુંવર બોલ્યો:

( સોરઠો. )

સત ને શીયળ કાજ, જીવવાથી મરવું ભલું,
મળે સ્વર્ગનું રાજ, બલીહારી એવા મોતને. ૯૫

આવો જવાબ સાંભળીને ચૂડેલ તો ધુંવાપુંવા થતી બોલી: "હજી એક દિવસની મુદત તને આપું છું: એટલો વખત વિચાર કરજે, નહિતો હું તને જીવતો ભરખી જઇશ; મરવા તૈયાર થજે." એટલું કહી તે ચાલી ગઈ.

આજે ગઇ કાલ કરતાં પણ કુંવરની વધારે ખરાબ સ્થિતિ થઇ. હવે તે આંખો ઉઘાડી શકતો નથી, મ્હોંથી બોલી શકતો નથી,

બીડાએલા ઓઠ પણ ઉઘાડી શકતો નથી, અને લાકડાની પેઠેજ પલંગ ઉપર પડગો છે ! માત્ર શ્વાસ સિવાય જીવનનું કશું ચિન્હ જણાતું નથી. એમ કરતાં ત્રીજો દિવસ થયો, ત્યાં ચૂડેલ આવી. પલંગની સામે આવીને તે બોલીઃ " આંખો ઉઘાડ. " કુંવરે આંખો ઉઘાડી તો શરીરપર કપડાં વિનાની તદ્દન નગ્ન, આગ જેવી લાલ આંખોવાળી, છૂટા કેશવાળી અને એક હાથમાં તલ્વાર તથા બીજા હાથમાં હાડકાના બનાવેલા વાસણવાળી કેવળ કાળી સ્રી પોતાની સામે ઉભેલી તેણે જોઇ! કુંવર કારમો બ્હી ગયો. તેણે આંખો મીંચી દીધી. ચૂડેલ ફરીથી ત્રાડ નાંખતી બોલીઃ " આંખો ઉઘાડ." તુરત કુંવરે આંખો ઉઘાડી. ચૂડેલ બોલીઃ " જો, આ તલવારથી તારૂં ગળું કાપી, આ વાસણમાં તારૂં લોહી ભરીને હું પીવા આવી છું ! માટે કાંતો મારી ઇચ્છા પૂરી કર અને કાંતો મરવા તૈયાર થા ! જે સારૂં તે તારૂં. "

કુંવરે બે દિવસથી કશું ખાધું નથી, શરીર નબળું પડી ગયું છે, મેનાને પરણવાનો ઉમંગ મનમાં રહ્યો છે, હવે મન ડગમગવા લાગ્યું છે. મનમાં સુમતિ અને કુમતિની લડવાડ ચાલી રહી છે. કુમતિ કહે છે–એક વાર એ રાંડની ઇચ્છા તૃપ્ત કરી હોય તો તેમાં શું થઇ જવાનું છે ? અહીં કોણ જાણવાનું છે ? સુમતિ કહે છે કે–પાપ એક વાર પણ કર્યું એટલે પછી રહ્યું શું ? કુમતિ કહે છે કે–જીવતો રહીશ તો મેનાને પરણી શકીશ, મરીશ તો મેના ક્યાં મળવાની છે ? સુમતિ કહે છે–શીયળ જાળવ્યું હશે અને ભાગ્યમાં મેના લખી હશે તો આવતે અવતારે કેમ નહિ મળે ? કુમતિ કહે છેઃ–જીવતો નર ભદ્રા પામે; આવતા અવતારનું સુખ કોણે જોયું છે ? સુમતિ

કહે છે–મનુષ્ય જીવે છે ને મરે છે, આત્મા ક્યાં મરવાનો છે ? તે તો અમર છે.

આ પ્રમાણે કુંવર મંગળસિંહના મનમાં સુમતિ અને કુમતિનું જુદ્ધ ચાલી રહ્યું છે. સામે ચૂડેલ આંખો તગતગાવતી હાથમાં તલવાર લઇને કુંવર ઉપર ઘા કરવા તૈયાર થઇને ઉભી છે. ત્યારે હવે આ તરફ શિવાનંદ મહારાજ અને ગઢવી શું કરી રહ્યા છે તે જોઇએ.

શિવાનંદ અને ગઢવી ઝુંપડીમાં સુંદરી અને કુંવર એ બેમાંથી કોઇને પણ નહિ જોવાથી ગભરાયા. શિવાનંદે ગઢવીને કહ્યું: " ગઢવી ! જુઓ છો શું ? પેલી ચૂડેલ હતી અને કુંવરને તે ઉપાડી ગઇ ! બોલો હવે શું કરવું છે ? " ગઢવી તો એટલો ગભરાઇ ગયો હતો કે કશું નહિ બોલતાં શિયાવિયા થઇ ગયો. શિવાનંદે કહ્યું: " ક્યાં ગયાં તમારાં હથીઆરો ? ચલાવો હવે હથીયાર અને કરો કુંવરનું રક્ષણ !" પણ ગઢવી શું બોલે ? ગભરાટના માર્યા તેણે કહ્યું; "શિવાનંદ મહારાજ ! આ માર્ગે આવીને આપણે ભૂલ કરી છે; હવે કોઇ રીતે કુંવરનો પત્તો લગાડવો જોઇએ, નહિતો આપણને આપઘાત કરીને મરવું પડશે, કારણ કે આપણે પ્રેમનગરમાં પાછા જઇને રાજાજીને મ્હોં બતાવી શકીશું નહિ."

શિવાનંદ કાશીમાં જઇને અનેક વિદ્યાઓ ભણી આવ્યો હતો. આ વખતે તેણે પોતાની મંત્ર વિદ્યાનો ઉપયોગ કરીને કુંવરનો પત્તો લગાડવાનો નિશ્ચય કર્યો. તેણે ગઢવીને કહ્યું: " જુઓ, ગઢવી ! હું કુંવરનો પત્તો લગાડવા મહેનત કરૂં છું. અહીં–આ ઝુંપડીમાંજ મારી મંત્ર વિદ્યાનો પ્રયોગ કરૂં છું. મારો પ્રયોગ ચાલે ત્યાં સુધી તમારે ખુલ્લે હથીયારે મારી ચોકી કરવા બેસવું, મને કોઇ અડકે નહિ અને જો અડકે કે તલ્વાર ચલાવવી, મારો પ્રયોગ પૂરો થાય ત્યાંસુધી

તમારે ખાવા-પીવાનું છોડી દેવું; બોલો, કબૂલ છે ?" ગઢવીએ કહ્યું; "હા. બાપજી હા,! મારે કબૂલ છે. પણ તમે એક વાર કુંવરનો પત્તો લગાડો. કુંવરનો પત્તો નહિ લાગે ત્યાં સુધી મને ખાવાનું પણ ભાવશે નહિ, પછી ખાવા-પીવાનું છોડી દેવામાં શો વાંધો ?" શિવાનંદે કહ્યું; "પણ પ્રયોગ કાંઈ એકજ દિવસે પૂરો થાય તેની મને ખાત્રી નથી; બે-ત્રણ દિવસ પણ થાય! એટલો વખત ખડે પગે તમારાથી ચોકી થશે!" ગઢવીએ હા કહી, એટલે શિવાનંદ પાસેના ઝરણામાં જઇને ન્હાઇ આવ્યો અને પછી દીવો કરી, ધૂપ સળગાવી, અડદના સાત દાણા મુખમાં રાખીને મંત્રજાપ કરવા બેઠો.

શિવાનંદે મંત્રજાપ શરૂ કર્યો કે તુરત ભીલડાંઓનું એક ટોળું દોડતું અને કીકીયારીઓ કરતું તે તરફ દોડી આવતું ગઢવીએ જોયું. આટલાં બધાં ભીલડાં જો સામાં થશે તો પોતે તેમને કેવી રીતે હઠાવી શકશે તેની ગઢવીને મુંઝવણ થવા લાગી, પણ જોતજોતાંમાં ભીલડાં આવી પહોંચ્યાં! ગઢવીએ કામઠા ઉપર તીર ચડાવીને ભીલડાંના ટોળા તરફ ફેંક્યું પણ કોઇને તીર વાગ્યું નહિ અને ભીલડાં તો ધસી આવ્યાં. હવે ગઢવી ખુલ્લી તલવાર લઇને સામો થયો. જ્યાં તે તલ્વારનો ઘા કરવા જાય છે ત્યાં એક પણ ભીલ મળે નહિ! તે પાછો વળીને ઝુંપડી તરફ જુએ છે તો એજ ભીલડાં કીકીયારીઓ કરતાં ઝુંપડીને ઘેરી વળેલાં દેખાયાં! ગઢવી દોડયો અને જ્યાં તલ્વાર મારવા જાય છે ત્યાં ભીલડાં અલોપ! ગઢવી સમજ્યો કે આ બધી પેલી ચૂડેલની માયા જણાય છે. બપોર થયા, રાત પડી, ત્યાં સિંહની ગર્જના સંભળાઇ અને ગઢવીની છાતી ધડકવા લાગી! ગઢવીએ ઝુંપડીની આસપાસ જોયું તો ચંદ્રના અજવાળામાં જણાયું કે એક વિકરાળ સિંહ ચાલ્યો આવે છે! ગઢવીએ જ્યાં તીર માર્યું ત્યાં

સિંહ ન મળે ! આ પ્રમાણે ચૂડેલની માયા ચોતરફથી ગઢવીને પજ-
વવા લાગી. કોઇ વાર ખવીસોનું ઝુંડ આવે, કોઇ વાર વાઘનું ટોળું
આવે, કોઈ વાર ફુંફાડા મારતા સાપ દોડતા આવે, ગઢવી તેમના
ઉપર હથીયાર ઉગામે ત્યાં તે બધાં અલોપ થઈ જાય ! ગઢવી રાત ને
દહાડો સાવધાન રહે અને હવે કયારે શિવાનંદનો પ્રયોગ પૂરો થાય
તેની વાટ જોયા કરે. એક દિવસ થઇ ગયો પણ શિવાનંદનો જાપ
તો ચાલુ જ હતો; બીજો દિવસ ગયો પણ જાપ પૂરો થયો નહિ.
ઉંઘ આવે, પેટમાં ભૂખ લાગેલી, પગ પાણી પાણી થાય, કંટાળો
પણ આવે, પણ ગઢવીથી શિવાનંદની ચોકી છોડાય તેમ નહોતું.
એક વાર તેના મનમાં થયું કે મૂઓ શિવાનંદ અને મૂઓ કુંવર, હું
તેમના માટે શા સારૂ મરૂં ! એમ વિચારીને તેણે નાસી જવાનું મન
કર્યું, પણ એમ નાસી જાય તો રાજાને મ્હોં શું બતાવે ? આવા આવા
વિચાર કરતાં ત્રણ દિવસ અને ત્રણ રાત ગયાં. ત્યાં ઝુંપડીમાંથી
પોકાર આવ્યો: "ગઢવી !"

"બાપજી !" ગઢવી શિવાનંદની સામે હાથ જોડીને બોલ્યો.

શિવાનંદે કહ્યું, "હાથમાં તમારો ભાલો લ્યો; અહીંથી અગ્નિ-
દિશામાં બરાબર નવસો ને નવાણું ડગલાં જાઓ; જતાં જતાં પાછું
વાળી જોશો નહિ; કોઇ ભૂતડાં પજવે તો બ્હીશો નહિ; બરાબર
નવસો નવાણું ડગલાં થાય અને ત્યાં કાંઈ જોવામાં આવે તો ભાલા
ઉપર તમારા માથાપરના રાતા ફેંટાને ખોસીને ઉંચો કરજો; હું
ફેંટો જોઇશ, એટલે ત્યાં આવીશ, અને જો કાંઈ જોવામાં નહિ
આવે તો તમારે પાછા આવવું અને મારે મારો પ્રયોગ આગળ
ચલાવવો પડશે."

ગઢવી હાથમાં ભાલો લઇને ડગલાં ગણતો અગ્નિ દિશાએ ચાલ્યો.

શિવાનંદ એ બાજુએ નજર કરતો જોઈ રહ્યો. ગઢવી તો ડગલાં ગણુતો ગણુતો ટેકરાઓ ઉપર ચડતો ને કોતરોમાં ઉતરતો ચાલ્યો. બરાબર નવસોને નવાણું ડગલાં થયાં, ત્યાં શિવાનંદે ભાલા ઉપર ગઢવીનો ફેંટો ફરફરતો જોયો કે તુરત તે ઉઠયો અને દોડયો. ત્યાં જઇને જુએ છે તો કુંવર એક કોતરમાં ભૂંડે હાલ પડયો છે! કપડાંનું ઠેકાણું નથી. ભૂખ ને તરસથી આંખો ઉંડી ઉતરી ગઈ છે. પેટમાં ખાડો પડયો છે. મ્હોં ઉપરનું તેજ ફટકી ગયું છે, માત્ર શ્વાસોશ્વાસ ચાલે છે તે ઉપરથીજ તે જીવતો છે એટલું જણાય છે!

શિવાનંદે પ્હેલાં કુંવરને પાણી પાયું, એટલે તે ભાનમાં આવતો લાગ્યો. થોડી વારે તેણે આંખો ઉઘાડી અને શિવાનંદને જોવાથી તેને ધીરજ મળી. ગઢવીના ફેંટાની ઝોળી બનાવી તેમાં કુંવરને નાંખીને બેઉ પાછા ઝુંપડી પાસે આવ્યા. ઘોડા ઉપર થોડું ખાવાનું હતું તે તેને ખવાડયું અને ફરી પાણી પાયું. એમ કરતાં છેક સાંજે તેનામાં ઉઠવાનું ચેતન આવ્યું. પેલી ચૂડેલે પોતાની કેવી સ્થિતિ કરી તેની બધી વાત તેણે કહી. ત્રીજે દિવસે તે ભયંકર સ્વરૂપ કરીને હાથમાં તલ્વાર લઇને મારવા આવી હતી તે વખતે પોતાનું મન ડગમગતું હતું, એટલામાં એકાએક તેના હાથમાંથી તલ્વાર પડી ગઈ, તે થરથરવા લાગી, તેનું ભયાનક સ્વરૂપ બદલાઈ ગયું, અને પોતે બેભાન બની ગયો, અને પછી શું થયું તેની પોતાને ખબર નથી. એ બધી વાત તેણે શિવાનંદને કરી ત્યારે શિવાનંદે સમજાવ્યું કે પોતાના મંત્ર પ્રયોગને લીધેજ ચૂડેલ વશ થઇ હતી અને તેથી કુંવર બચવા પામ્યો હતો. કુંવર એ વાત સાંભળતાંજ શિવાનંદને ભેટી પડયો અને બોલ્યો: “ શિવાનંદ! તું જો અત્યારે મારી સાથે ન હોત તો હું જરૂર મરી જાત. તેંજ મને આજે જીવિતદાન દીધું

છે ! ” શિવાનંદે કહ્યું: “હશે, જે થયું તે થયું, પણ હવે આપણે અહીંથી પાછા ફરીએ.” હવે કુંવરે ત્યાંથી પાછા ફરીને ડાબા હાથે થઇને જતા લાંબા માર્ગે જવાનું કબૂલ કર્યું.

સાંજ પડવા આવી હતી અને કુંવર પણ હવે ઘોડા પર બેસે તેવી હોશિયારીમાં આવ્યો હતો, એટલે ત્રણે જણાએ ફરીથી પોત-પોતાના ઘોડાપર સવારી કરીને ત્યાંથી પાછા ફરવા માંડયું. ચાલતાં ચાલતાં કુંવર મનમાં બોલે છે:

( સોરઠા. )

મેના તારે કાજ, વગડે વગડે ભટકીયો,<br>
છોડી બાપનું રાજ, પરદેશે આવી ચડયો. ૯૬<br>
મેના તારે કાજ, મહેલ હવેલી અળગાં કર્યાં,<br>
છોડયો સુખનો સાજ, મોતના સોદા આદર્યા. ૯૭

થોડે દૂર જતાં સૂરજ આથમી ગયો અને અંધારૂં થવા લાગ્યું, પણ જુએ છે તો વગડો ચારે બાજુએ સળગી ઉઠયો છે ? મોટાં મોટાં ઝાડ ભડભડ બળે છે અને કડડ કરતાં તૂટી પડે છે. આગળ ચાલવાનો માર્ગ બંધ થઇ ગયો છે. ત્રણે જણા એ જોઇને ડાચું વિકાસીને ઉભા રહ્યા. ગઢવી બોલ્યો: “ હવે શું કરીશું શિવાનંદ મહારાજ ? ” શિવાનંદ બોલ્યો, “દવ ભારે લાગ્યો છે અને હમણાં વગડો બળતો બળતો અહીં આવી પહોંચશે, એટલે પાછા વળ્યા વિના આપણો છૂટકો નથી.” તુરત ત્રણે જણ પાછા વળ્યા. જેમ જેમ આગળ ચાલતા જાય છે, તેમ તેમ દવ પાછળ વધતો જાય છે, હરણાં નાસ ભાગ કરે છે, સિંહ અને વાઘ ત્રાડો નાંખતાં છલંગ-ભેર દોડતાં નાસે છે.

રાત પડી અને આકાશમાં તારાનાં ઝુમખાં દેખાવા લાગ્યાં, ત્યાં તેઓએ એક કારમી ત્રાડ સાંભળી અને ઘોડા ભડકી ગયા. સામે એક ઉંડો ખાડો આવી રહેલો હતો, તેમાં નજર નાંખતાંજ જોવામાં આવ્યું કે ખાડો હાડકાંથી ભરેલો છે ! તેમાં માણુસની ખોપરીઓ, હાથ-પગના નળા, માણુસની પાંસળીઓનાં હાડકાં ભરેલાં છે. આ જોઇને ત્રણે જણુ એક બીજાની સામે જોવા લાગ્યા. એટલામાં સામેની ઝાડીમાંથી એક લાંબો તાડ જેવો, કાળો મેશ અને કદાવર પુરૂષ બહાર નીકળતો જોવામાં આવ્યો અને મંગળસિંહ તેના ઉપર તીર ફેંકવાને કામઠા ઉપર તીર ચઢાવે એટલામાં તો પેલા માણુસે આવીને સૌથી પહેલાં કુંવરને પછી ગઢવીને અને પછી શિવાનંદને ઘોડાપરથી પકડી પકડીને દડાની પેઠે ફેંકી દીધા ! એટલામાં કુંવરે સાવધ થઇને તીર છોડયું પણ પેલાએ તો એ તીરને હાથમાં પકડીને મહોખાની પેઠે ભાગીને ફેંકી દીધું અને એવી તો ત્રાડ મારી કે ત્રણે જણુ કંપી ગયા ! પેલાએ પછી ત્રણે ઘોડાને બાથમાં ઉચકી ઉચકીને પેલા ખાડામાં ફેંકી દીધા ! પછી તેણે ગઢવીને પકડયો. પહેલાં તો તેણે એ ઠીંગણા માણસને વાંદરા જેવું કોઇ પ્રાણી ધારેલું, પણ પછી તેને જણાયું કે તે માણુસ છે, એટલે તે બોલ્યોઃ "અલ્યા, તું તો માણુસ છે; ત્યારે તો તું ભલે જીવતો રહ્યો." એમ કહીને તેણે એક બગલમાં કુંવરને અને બીજી બગલમાં શિવાનંદને ઉંચકીને દબાવ્યા અને ગઢવીનો પગ પકડી તેને ઘસડાતો લઇને ચાલવા માંડયું ! ગઢવી બોલી ઉઠયોઃ "ઓ બાપ ! આ તો રાક્ષસ !"

એ ત્રણેને લઇને રાક્ષસ ઝાડીમાં ચાલ્યો અને એક ગુફા પાસે આવીને ઊભો. ગુફાના મ્હોં ઉપર જંગી શીલા ઢાંકી હતી, તે તેણે એક જ હાથે ઉપાડીને હડસેલી દીધી એટલે એક અંધારો ખાડો

દેખાયો અને ત્રણે જણાને તેણે એક પછી એક એ ખાડામાં નાંખી ઉપર પાછી શિલા ઢાંકી દીધી અને ચાલ્યો ગયો.

એ અંધારી ગુફામાં પડતાંજ માંહેથી હુકાહુક સંભળાઇ ! ત્રણે જણાએ હવે મોતને ચાર તસુ દૂર દેખ્યું. કેટલીક વારે અંધારામાં ઝાંખું ઝાંખું દેખાવા લાગ્યું એટલે તેમણે જોયું કે થોડે દૂર એક વાંદરો લપાઇને બેઠો છે અને હુકાહુક કરે છે. મંગળસિંહે વાંદરાને મારી નાંખવાનો વિચાર કર્યો પણ શિવાનંદે તેને તેમ કરવા ના કહી. તેણે કહ્યું: " તે પણ બિચારો આપણા જેવો દુઃખી નહિ હોય તેની શી ખબર ? " એમ કહી શિવાનંદ અંધારે અંધારે આગે ચાલ્યો તો કેટલેક દૂર કોઇ બાઈ માણસ બેઠેલું જણાયું. શિવાનંદે પૂછ્યું: " એ કોણ બેઠું છે ? " પેલી બાઇએ જવાબ આપ્યો: " હું પણ તમારા જેવી દુખીયારી છું અને રાક્ષસના પંજામાં પડી છું. " ત્રણે જણા તેની પાસે ગયા અને રાક્ષસ વિષેની વાત પૂછી એટલે બાઇએ કહ્યું: " આ રાક્ષસ માણસખાઉ છે. રોજ સવારે તે આવે છે, એક માણસને ખાઇને જાય છે અને બીજા દિવસ માટે પાછો સાંજે આવીને એક માણસને અહીં પૂરી જાય છે. કાલે સાંજે હું પુરાઇ ત્યારે ગુફામાં એક વાંદરો ને વાંદરી હતાં. વાંદરીને આજ સવારે તે ખાઇ ગયો, આ વાંદરાનો વારો કાલે આવશે અને ત્યારપછી એક પછી એક આપણો બધાનો વારો આવશે. " મંગળસિંહે પૂછ્યું: " પણ આ રાક્ષસને મારવાનો કાંઇ ઉપાય હશે ? " બાઇએ કહ્યું: " હું અજાણી છું. મને તેની શી ખબર ? " મંગળસિંહે તેની ઓળખાણ પૂછી એટલે તેણે કહ્યું: " હું બ્રાહ્મણની દીકરી છું. મારી માની સાથે હું મારા ગામને પાધર કુવામાંથી પાણી ભરવા આવી હતી, એટલામાં રાક્ષસ આવ્યો, બીજાં બધાં નાસી ગયાં

અને હું આ રાક્ષસના પંજામાં સપડાઇ ગઇ અને તે મને ઉચકીને અહીં લાવ્યો." શિવાનંદે પૂછ્યું: "તેણે તને બીજું કાંઇ દુઃખ દીધું છે?" બાઇએ કહ્યું: "ના; બીજું કશું દુઃખ નથી, મારે માટે તે સારૂં સારૂં ખાવાનું લઇ આવ્યો પણ જ્યાં માથે મોત લટકતું હોય ત્યાં કાંઇ ખાવાનું ભાવે?"

( દોહરા )

ચાર મનુષ્ય એક વાંદરો, દુઃખે પડયાં રીબાય,
માથે મોત ભમ્યા કરે, ને ચેન પડે નહિ કાંય. ૯૮
બ્રાહ્મણ કેરી દીકરી, છે માયાનો અવતાર,
ત્રણ ભવ ગયા વિજોગમાં, આ ભવ મળીયાં સાર. ૯૯

શિવાનંદ અને બ્રાહ્મણની દીકરી જેનું નામ જયા હતું એને પૂર્વ ભવનો સંબંધ છે, પણ એક બીજાં ને ઓળખતાં નથી. ચારે જણાં ભારે મુંઝવણમાં આવી પડયાં છે. આ ઉંડી ગુફામાંથી છૂટવાનો કશો ઉપાય સૂજતો નથી ગઢવીએ કહ્યું: "હેં કુંવરજી! આપણે ચાર માણસ છીએ, અને ચારે જણ સામટું બળ વાપરીએ તો ગુફાના ઢાંકણાનો પત્થર ઉખડી ન જાય?" ગઢવીએ બતાવેલો ઉપાય અજમાવવાનું સૌને મન થયું; અને સૌએ સામટું બળ અજમાવી જોયું પણ ઢાંકણાનો પત્થર એક તસુ પણ ખસ્યો નહિ. ચારે જણા નિરાશ થયા. હવે ગઢવીએ કહ્યું: "શિવાનંદ મહારાજ? અહીં તમારો મંત્રપ્રયોગ કશા કામમાં આવે તેવું નથી?" શિવાનંદે ના કહી, કારણકે પ્રયોગ કરવા માટે જોઇતી બધી સામગ્રી ઘોડા પર હતી અને ઘોડા તો હાડકાંથી ભરેલા ખાડામાં તરફડતા પડયા હતા!

થોડી વાર તો ત્રણે જણા ગુફામાં આડા પડયા. રાત પડી છે, પણ ઉંઘ આવતી નથી. ત્રણે જણા આ દુઃખમાંથી હવે કેવી રીતે છૂટવું એનો વિચાર કરે છે. મંગળસિંહે ધાર્યું કે પહેલી વાર તો શિવાનંદે બચાવ્યો પણ આ વખતે મોત વિના કશો આરો નથી. એટલામાં સિંહના જેવી ઘોર ગર્જના સાંભળવામાં આવી. સૌએ ધાર્યું કે રાક્ષસ આવ્યો, પણ જયાએ કહ્યું કે રાત્રે તો રાક્ષસ આવતો નથી. સૌએ થોડી વાર રાહ જોઇ પણ રાક્ષસ આવ્યો નહિ, એટલે શિવાનંદની ખાત્રી થઇ કે એ ગર્જના સિંહની જ હોવી જોઇએ. જો સિંહની ગર્જના અંદર સંભળાઇ તો ગુફાનો બીજો છેડો બહુ ઉંડો ન હોય એવું શિવાનંદે અનુમાન કર્યું. ગુફાના સામેના છેડામાં જયા લપાઇને બેઠી હતી, તેને તેણે પૂછયું કે– "દિવસે તમારા સાંભળવામાં કાંઇ અવાજો આવે છે?" જયાએ કહ્યું કે "હા, દિવસે તો ઘણાએ પશુઓના અવાજ સંભળાય છે." શિવાનંદને હવે યુક્તિ સૂઝી. તેણે જયાને એ ખૂણામાંથી ખસી જવા કહ્યું અને પછી કુંવર તથા ગઢવીને હિંમત આપતો તે બોલ્યોઃ "જો બચવું હોય તો એક ઉપાય છે. સવાર પડતાં પહેલાં આ ગુફાના ખૂણામાં ખોદવા માંડો. એ ખૂણાથી જમીન બહુ દૂર નથી. આપણી પાસે ખંજર અને જમૈયા છે તેથી આપણે બધા ખોદી શકીશું અને જયા માટી ખસેડતી જશે." આ યુક્તિ સૌને બરાબર લાગી અને ત્રણે જણા જોરથી ખોદવા મંડયા. ખોદાયલી માટી જયા ખસેડીને ગુફામાં પાથરી દેવા લાગી. જેમ જેમ ખોદાતું જતું હતું તેમ તેમ બહારના અવાજો વધારે ને વધારે સંભળાતા હતા અને ખોદનારાઓમાં હિંમત આવતી જતી હતી. ત્રણ પહોર રાત ગઇ ત્યાં નાનું બાંકું પડયું અને બહારનો ચંદ્રનો પ્રકાશ દેખાયો. સૌના

આનંદનો પાર રહ્યો નહિ. વાંદરો પણ જીવ બચાવવાની આશાએ ત્યાં આવીનેજ બેઠો છે.

થોડીવારમાં જ મોટું બાકું પડયું અને શિવાનંદ સૌથી પહેલાં બહાર નીકળ્યો પણ તેણે જોયું કે તે એક ઉંડું કોતર છે, માંહે પુષ્કળ પાણી ભર્યું છે અને એ કોતરમાંથી બહાર નીકળવાનો કોઇ માર્ગ નથી. પત્થરની ઉંચી ઉંચી—જરા પણ ઢોળાવ વિનાની તેની બાજુઓ હતી. ગુફામાંથી જીવતા નીકળ્યા છતાં હવે એ પાણીભરેલા કોતરમાંથી બહાર નીકળવાનું મુશ્કેલ હતું. સ્હવાર થતાંજ રાક્ષસ આવવાનો અને ગુફા ખોદાયલી જોતાંજ સૌને કોતરમાંથી પકડીને મારી નાંખવાનો એવી શિવાનંદને ખાત્રી થઇ. બધાંએ એક પછી એક બહાર નીકળ્યાં અને જાણે કે પગથીયા વિનાના ઉંડા કૂવામાં સૌ પડયાં હોય એવી જ પોતાની સ્થિતિ જોવા લાગ્યાં. આ વખતે વાંદરાને વાચા સ્ફુરીઃ

( દોહરો )

શીદ મુંઝાઓ બંધવા, છે હું પર તમ ઉપકાર,<br>
બેસો મારી પીઠપર, હું સૌને કાઢું બહાર. ૧૦૦

વાંદરો ભેખડો સાથે હાથ પગ ભેરવીને બહાર નીકળી શકે તેમ હતું અને વાંદરાપર પોતે ઉપકાર કર્યો તો હવે વાંદરો પોતાને આટલી મદદ કરે છે, એમ ધારીને ચારે જણાંએ તેની પીઠપર વારા ફરતા બેસીને બહાર નીકળવાનો ઠરાવ કર્યો. સૌથી પહેલાં કોણ બહાર નીકળે એવું શિવાનંદે વાંદરાને પૂછ્યું એટલે વાંદરો બોલ્યો.

પહેલો વારો અબળા તણો, ને બીજો બ્રાહ્મણનો હોય,<br>
પછી કુંવર પછી ગઢવીનો, એમ નીકળે સૌ કોય. ૧૦૧

વાંદરાની આ વાત સૌને બરાબર લાગી, એટલે સૌથી પહેલાં

જયા વાંદરાની પીઠ ઉપર બેઠી અને વાંદરો ધીરે ધીરે ભેખડો સાથે હાથ પગ ભરાવતો બહાર નીકળી ગયો અને કોતરની બહાર જયાને ઉતારી. બહાર નીકળતાંજ વાંદરાએ જયાને કહ્યું: "બાઇ ! તું તારે માર્ગે નાસવા લાગ, અને હું મારે માર્ગે જઉં છું. બીજા બધાને કાઢવા જતાં મોડું થાય, તો હું અને તું બેઉ રાક્ષસના પંજામાં સપડાઈ જઇશું." એમ કહીને વાંદરો બાકીના ત્રણેને બહાર કાઢયા વિનાજ જંગલમાં નાસી ગયો.

સસરો પરમાનંદનો ને વળી માયા કેરો બાપ,
વેરી પૂરવ ભવ તણો, વાંદરે આપી છે થાપ. ૧૦૨

પોતાની આગલા ભવની દીકરી જે માયા હતી અને આ અવતારે જયા હતી તેને બચાવીને વાંદરો બીજાંને કોતરમાંજ મૂકી નાસી ગયો. પણ જયાને એ બધાની દયા આવી. પોતાને પણ બચાવનાર તેઓજ હતા. શિવાનંદ સમજ્યો કે વાંદરો દગો કરીને નાસી ગયો. જયા કોતરને કાંઠે ઊભી હતી, તેને શિવાનંદે કહ્યું: "જયા ! એટલામાં કોઇ ઝાડ છે ?" જયાએ જોયું કે કોતરના કાંઠાથી થોડે છેટે આંબલીનું ઝાડ છે, એટલે તેણે હા કહી. શિવાનંદે પોતાનો, ગઢવીનો અને કુંવરનો એમ ત્રણ જણના ફેંટાનો ઘા કરીને કોતરની બહાર નાંખ્યા. જયાએ ત્રણે ફેંટાને એક બીજા સાથે જોડીને તેનું લાંબું દોરડું બનાવ્યું. તેનો એક છેડો આંબલીના થડ સાથે બાંધ્યો અને બીજો છેડો કોતરમાં લટકતો મૂકયો. ત્રણે જણાએ એ દોરડાવડે ઉપર જવાનું ઠરાવ્યું. સૌથી પહેલાં કુંવરને ચડાવ્યો, પણ અધવચ આવતાં ગાંઠ છૂટી અને કુંવર પાણીમાં પડયો. પાણીમાં એક મગર મ્હોં ફાડીને બેઠો હતો તેણે કુંવરને પકડી લીધો અને તુરત પાણીમાં ડુબકી મારી !

કુંવરને મગરના મ્હોંમાં પડેલો જોતાંજ શિવાનંદ અને ગઢવી પાણીમાં કૂદી પડયા. ડૂબકી મારતાંજ તેઓ મગર પાસે પહોંચ્યા. શિવાનંદ અને ગઢવીએ પોતાના હાથમાંના ખંજરો વડે પહેલાં મગરની પેટ ઉપર મારો ચલાવ્યો. મગર પોતાની પૂછડીની ઝાપટથી બેઉ જણાને મારી રહ્યો હતો પણ એ મગરની તેમણે દરકાર કરી નહિ. મગર અકળાઈને પાછો પાણીની સપાટી ઉપર આવ્યો. શિવાનંદે પોતાના હાથમાંનું ખંજર મગરના ખુલ્લા દાંતમાં ભરાવી દીધું એટલે કુંવરને તેણે દાંતથી પકડયો હતો એ પકડ જરા નરમ પડી. તેજ વખતે કુંવરની ભેટમાંથી જમૈયો ખેંચી કાઢીને શિવાનંદે મગરની આંખમાં માર્યો, એટલે મગર કુંવરને છોડતો પાણીમાં પેસી ગયો. કુંવર બેભાન હતો તે પાણીમાં ડૂબવા લાગ્યો પણ શિવાનંદે તેને પકડી લીધો અને પોતે તરીને તેને કાંઠે ખેંચી લાવ્યો. કુંવરના મ્હોં તથા શરીરમાંથી લોહી વહ્યું જતું હતું અને ગઢવી તથા શિવાનંદને પણ મગરના મારથી ઘા વાગ્યા હતા. પણ અત્યારે વખત ગાળવાની નવરાશ નહોતી. રાક્ષસના પંજામાંથી પહેલાં બચવાની જરૂર હતી. ફરીથી તેમણે ફેંટાની ગાંઠો જયા પાસે મજબૂત રીતે બંધાવી. શિવાનંદ કુંવરને ઉંચકીને લટકતો લટકતો બહાર નીકળ્યો, અને પછી ગઢવી બહાર નીકળ્યો

સવાર પડવાને હવે બહુ વાર નહોતી, એટલે ફેંટાની ઝોળી કરી, તેમાં બેભાન કુંવરને નાંખી શિવાનંદ તથા ગઢવી તે ઉંચકીને દોડવા લાગ્યા. જયા પણ આ અંધારામાં બીજે કયાંય જવાનો માર્ગ નહિ જોવાથી તેમની સાથે ચાલવા લાગી. ભૂખ, થાક અને પીડાનો તો પાર નહોતો, પણ અત્યારે એ બધું દુઃખ સૌ વીસરી ગયાં હતાં. બધાં આગળ દોડતાં જાય છે, અને પાછળ જોતાં જાય છે. રાક્ષસ આવી પહોંચશે એવો ફફડાટ રહ્યા કરે છે.

( દોહરા )

પર્વતને પારે જતાં, ઉગે ઉગમણી દિશ ભાણ,
પંખીડાં નીંદર ત્યાગતાં, કરી મૂકે કકળાણ. ૧૦૩
સૂરજપુરનાં ઝાડવાં પર ગાતી કોયલ ગાન,
હરખ વાધ્યો શિવાનંદને, પણ કુંવરને નહિ શુદ્ધ-સાન.૧૦૪

---

## પ્રકરણ ૪ થું.

---

( ચોપાઈ. )

સૂરજપુરમાં શોભા ઘણી, પરણે કુંવરી રાજા તણી,
મેના કુંવરીનાં લીધાં લગંન, હરખે ભરીયાં છે પુરજંન. ૧૦૫
રાજમહેલમાં શોભા થાય, નિતનિત લગનનાં ધોળ ગવાય,
હવે રહી છે વરધો સાત, રાજા રાણી હૃદય રળીયાત. ૧૦૬

સૂર્યપુરમાં રાજા પુષ્પસેનની કુંવરી મેનાનું લગન લીધું છે તેથી આખા નગરમાં દિવસે દિવસે શોભા વધતી જાય છે. લાટ દેશનો રાજા જસરાજ સૂર્યપુરમાં હાથેવાળે પરણવા આવવાનો છે અને હવે લગનને માત્ર સાત વરધો રહી છે. લાટ દેશના જેવો મોટો રાજા જમાઈ થવાથી રાજા અને રાણીના મનના આનંદનો પાર નથી. રાજમહેલમાં રોજ રોજ ધવલમંગળ ગવાઈ રહ્યાં છે અને દિન દિન પ્રજાનો હુલ્લાસ વધતો જાય છે.

પણ રાજકુંવરી મેનાના મનની ચિંતાનો તો પાર નથી. તેણે તો જ્યારથી મંગળસિંહને જોયો છે, ત્યારથી તેનેજ પોતાનું મન સોંપી દીધું છે. હવે તે આવશે કે નહિ, આવશે તો ક્યારે આવશે, તેની ચિંતામાં તેની કાયા કરમાઇ રહી છે. રાઠોડ રાજા જસરાજ

તેને ગમતો નથી. તેને બે રાણીઓ તો છે અને તે ઉપર આ ત્રીજી પરણવા આવવાનો છે. પોતાને માબાપે શોધી આપેલો વર ગમતો નથી એ વાત રાજા-રાણી જાણતાં નથી. ફક્ત તેની એક સાહેલી જેનું નામ કામલતા છે તે એ વાત જાણે છે, અને કુંવરીનું મન પરદેશી રાજકુંવરે હરી લીધું છે તે વાત પણ તેનાથી અજાણી નથી.

જેમ જેમ દિવસ જાય છે, દિવસના પહોર જાય છે અને પહોરની ઘડીઓ જાય છે, તેમ તેમ મેના કુંવરીનું મન વધારે ને વધારે તલખતું જાય છે. કામલતા તેને બહુએ ધીરજ આપે છે પણ તેનું મન શાન્ત થતું નથી. કામલતા કહે છે,

( દોહા )

એવી વિમાસણ શિદ કરે, મળે કરમે લખ્યો ભરથાર,
કાયા કરમાવ ન બ્હેનડી, તારા મનડાને હવે માર. ૧૦૭

મેનાકુંવરી કહે છેઃ—

મનડું માર્યું નવ મરે, કરે મનડું ન પ્રીતમ ત્યાગ,
કેમ સખી દિલ ઢારૂમાં, રહે છૂપી પ્રેમની આગ. ૧૦૮
મનની કથની શું કહું, કહું પણ માને ન કોય,
જાણે પ્રીતની વાતડી, જેને શિર વીતી હોય. ૧૦૯

કામલતા કુંવરીને સમજાવે છેઃ

માબાપે જોઇ જાણીને, બ્હેન આપ્યો જે ભરથાર,
પરમેશ્વર ગણી પૂજી લે, હવે કર મા શોક લગાર. ૧૧૦

કુંવરી તેનો જવાબ આપે છેઃ

મોટા દેશનો રાજવી, ને મોટો તેનો રણવાસ,
માબાપે વૈભવ વખાણીયો, મને વૈભવની નહિ આશ. ૧૧૧

મેં મારે મન માનીયો, જે મારો ભરથાર,
રાજા હો કે રંક હો, મિથ્યા ન થાય લગાર. ૧૧૨

કામલતા કહે છે કે–" હે સખી! તારા મનનો માન્યો પ્રીતમ તો કોઈ પરદેશી હતો; તેને તેં સાનમાં બધું સમજાવ્યું, પણ તે નહિ સમજ્યો હોય તો અહીં કેવી રીતે આવશે? અને લગ્નને દિવસે પરણ્યા વિના કાંઇ તારો છુટકો છે?"

કુંવરી કહે છેઃ

પરણું મનના પ્રિતમને, પરણું ન દુજો કોઉ,
ભટકું પ્રીતમ પાછળે, હું પ્રેમ ભીખારણ હોઉં. ૧૧૩
પ્રીતમ મારો જો વસે, કંઇ સાત સમુદર પાર,
ડુબતી ડુબતી પહોંચું ત્યાં, પણ હેત ન હારૂં લગાર. ૧૧૪
એમ કરંતાં ના મળે, પ્રીતમ આ ભવ માંય,
કરવત મુકાવું જઈ કાશીએ, ભલે બીજા ભવે મળાય. ૧૧૫

આ સાંભળીને કામલતા મનમાં વિચારવા લાગી કે કુંવરીએ તો પોતાના મનથી ભારે પ્રતિજ્ઞા કરી છે. હવે જસરાજ પરણવા આવશે ત્યારે આ કુંવરી શું કરશે? આ બધી લગનની તૈયારીઓ થાય છે તે શું નકામી જશે? આમ મનમાં વિચારતી તે ચાલી ગઈ. એટલામાં બીજી દાસી જેનું નામ શામલતા હતું તે આવી અને કુંવરીને વિચારમાં બેઠેલી જોઇને બોલીઃ

( સોરઠા. )

મેના કુંવર સુજાણ, મનથી કરો શી ગોઠડી,
અમને તો કરો જાણ, હોંશીલા હૈયા તણી. ૧૧૬
વરષો રહી છે સાત, પછી સ્વામીનું સુખ દેખશો,
રૂદયે થશો રળીયાત, અધીરાં થશો ન સાહેલડી. ૧૧૭

મેનાકુંવરીને આથી શામલતા ઉપર ક્રોધ ચડયો એટલે તે બોલીઃ

હોંશીલું હૈયું હોય, માહરૂં તો તો હું મરૂં,
હાંસી કરે જે કોય, તેને મોત વ્હેલું મળો. ૧૧૮

શામલતા તો કુંવરીનો ક્રોધ જોઇને બીઅકી ગઇ. કુંવરીની મંગળસીંહ કુંવર ઉપર લગની લાગી રહી છે અને પળે પળે તેનેજ જપ્યા કરે છે તેની શામલતાને ખબર નહોતી, એટલે તેણે તો આ મશ્કરી કરી, પણ પછી તે પસ્તાઇ. તેણે કુંવરીને કહ્યું: "ત્યારે કુંવરી બા, મારો વાંક માફ કરજો; પણ કહો તમે શો વિચાર કરો છો?" એટલે કુંવરી બોલીઃ

વિચાર પળ પળ થાય, હવે જશું પરદેશમાં,
છોડવાં પડશે સદાય, માત–તાત–સાહેલડી. ૧૧૯
દિકરી ને ગાય હમેશ, દોર્યાં દોરાયે પરઘરે,
આજ દાદાને દેશ, કાલે પંથી પરદેશનાં. ૧૨૦

આવી રીતે પોતાના મનની ખરી વાત શામલતાના સમજવામાં કુંવરીએ આવવા દીધી નહિ, પણ તેના મનમાં તો મંગળસિંહનું ચિંતવનજ રહ્યા કરે છે. રોમે-રોમે તેના દર્શનનો દીવો પ્રકટી રહ્યો છે. હૈયાનો તારે તાર તેના નામથી ઝણઝણી રહ્યો છે. આંખની કીકીની સામે તેની મનોહર મૂરતી પળે પળે આવ્યા કરે છે અને પળ પણ ચેન પડતું નથી.

( દોહા )

પ્રેમ પદારથ જાણીયો, ને કર્યું નેન રસ પાન,
હૈયે હૈયું પિછાણીયું, પછી કેમ તૂટે એ તાન. ૧૨૧
પડે ન પ્રીતમ પ્યારીને, વિજોગમાં પળ ચેન,
વનની સૂકી લાકડી, સળગે છે દિન રેન. ૧૨૨

પ્રીતિ તો એવી કહી, જેવી ઉંચી ખજૂર,
ચડે તો ચાખે પ્રેમરસ, ને પડે તો ચકના ચૂર. ૧૨૩
ગગન ચડયા કૈં તારલા, ઝગમગ ઝગમગ હોત,
પણ ચકોરને ચિત્તડે, ચડી ચંદ્રની જ્યોત. ૧૨૪

મેના કુંવરી પ્રેમના તાનમાં ગુલતાન બની ગઇ છે, પણ પ્રીતમ ક્યારે આવશે તે જાણતી નથી, તેનો કશો સંદેશો નથી, છતાં મેનાના ચિત્તમાંથી એ એક ક્ષણ પણ ખસતો નથી. મેનાને પોતાના નામનું મેના નામનું પંખી બહુ વહાલું છે, તેથી તેણે એક મેનાને પાળી છે અને સોનાના પીંજરામાં તેને રાખી છે. પોતે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તે મેનાને સાથે ને સાથે રાખે છે, એક ઘડી પણ વીલી મૂકતી નથી. પ્રીતમના કશા ખબર નહિ મળવાથી તે પોતાની વ્હાલી મેનાને કહે છે:

( દોહા )

સાંભળ મેના પંખણી, સરખું મુજ તુજ નામ,
હેત હૈયામાં લાવીને, સખી કરજે મુજ કામ. ૧૨૫
વ્હાલો વસે વિદેશમાં, તું જાને તેની પાસ,
સંદેશો કહે એટલો, બેઠી હું ધરી તમ આશ. ૧૨૬
વિજોગે બની બ્હાવરી, તમે આવો દોડી તુરંત,
ભડ ભડ હૈડું આ બળે, રેન-દીન તલસંત. ૧૨૭
સાત દિનની અવધ છે, તમે આવી પહોંચો નાથ,
જો નહિ આવો તો કરૂં, હું નિશ્ચે દેહની ઘાત. ૧૨૮
હીરે જડાવું મેના ચાંચડી, ને પાંખે પાનાં મઢાવું,
ચિત્રામણ ભાત ભાતનાં, તારા પીંજર માંહિ કઢાવું. ૧૨૯

ઉડ પંખણી ઉમંગથી, માનું તુજને મુજ બ્હેન,
પ્રીતમ પાસે પહોંચીને, તું કહેજે એટલાં વેણ. ૧૩૦

પણ મેના કાંઇ બોલતી નથી એ જોઇને મેનાકુંવરી નિસાસો
નાંખીને પલંગમાં પડે છે. મેનાકુંવરીએ મનમાન્યો ભરથાર મેળ-
વવા માટે ગોરમાનું વ્રત કર્યું હતું. એ વ્રત પૂરૂં થતાં તેણે પંચાલ
દેશમાં પ્રેમનગર પાસે આવેલા ગૌરી દેવીના મંદિરે આવી પૂજન
કર્યું હતું. એટલે દૂર આવી પૂજન કરતાંજ મંગળસિંહ ઉપર તેની
નજર પડી હતી અને જાણે કે પરભવનો પણ તે પોતાનો ભરથાર
હોય એવો ઉમંગ વાધ્યો હતો. તે પળથીજ તેણે એને પોતાનો
સ્વામી ધારી લીધો હતો અને સખીઓ ન જાણે એવી ઇશારત
કરીને તેને બધું સમજાવ્યું હતું. પણ કુંવરી જ્યાં પોતાને નગર
પાછી આવી ત્યાં તેને ખબર પડી કે પોતાનાં માબાપે પોતાનું વેવી-
શાળ લાટના રાજા જસરાજ સાથે કરી નાંખ્યું છે, ત્યારથી તે
મોટી ચિંતામાં પડી ગઈ હતી. મંગળસિંહના રૂપ ગુણની વાતો
તેણે સાંભળી હતી, અને જ્યારે એ હથીયારબંધ જુવાન રાજકું-
વરને તેણે જોયો ત્યારેજ તે સમજી ગઇ હતી કે એ પ્રેમનગરના
રાજાનો કુંવર હોવો જોઇએ. અત્યારે તે હવે તે મંગળસિંહનું નામ
તલખી રહી છે અને પોતે ફરીથી તેનાં ક્યારે દર્શન કરે તેની તાલા-
વેલી મનમાં લાગી રહી છે.

ન હોત મેના કુંવરી, પણ મેના પંખણી હોત,
તો ઉડી ઉંચા આકાશમાં, હું મુજ પંખીને જોત. ૧૩૧

આવા આવા અભિલાષ કુંવરી કરી રહી છે, એટલામાં પલં-
ગની સામેની ઉઘાડી બારીમાં એક કાગડો આવીને બેઠો અને
'કા કા' કરવા લાગ્યો. તેને જોઇને મેનાકુંવરી કહે છેઃ

( સોરઠા. )

લાવ્યો શો સંદેશ, તું કહેને મુજને કાગડા,
વ્હાલો હજી વિદેશ, કે આવ્યો આ નગરમાં. ૧૩૨
આવતાનાં એંધાણ, કાગ તું સૌને આપતો,
તો કહેને મારા પ્રાણ, પ્રીતમ ક્યારે આવશે. ૧૩૩

કાગડો તો 'કા કા' સિવાય કશું બોલતો નથી અને કુંવરી કાંઈ કાગડાની વાણી સમજતી નથી. તે તો કાગડાને ફરીથી કહે છે:

સ્વામી દર્શન કાજ, લોચનીયાં અધીરાં થયાં,
કાઢી દઉં બે આંખ, લઈજા પ્રીતમ પાસ તું. ૧૩૪
કરાવીને દર્શન, પછી ખાઈ જજે ખાંતથી,
ધન્ય મારાં લોચન, કે ભુખ મુજને તુજ ભાગશે. ૧૩૫

પણ એટલામાં તો કાગડો ઉડી ગયો અને મેનાકુંવરી પાછી નિરાશ થતી મનમાં મુંઝાવા લાગી. ઘડીમાં બારીએ આવી પવન ખાય છે, ઘડીમાં મહેલમાં આમથી તેમ ફરે છે, દાસીઓ આવી તેની પાસે કાંઈ કાંઈ વિનોદની વાતો કરે છે, પણ તેને કશું ગમતું નથી. સખીઓ નહિ ગમતું હોવાનું કારણ પૂછે છે, ત્યારે કોઈવાર તે કહે છે કે મારૂં માથું દુઃખે છે, કોઈવાર કહે છે કે પગમાં કળતર થાય છે, એમ જવાબ આપવાનું પણ તેને પૂરૂં ભાન નથી. ઘડીમાં હાથમાં વીણા લઈ આસન ઉપર બેસી તે બજાવે છે પણ ચેન પડતું નથી. છેવટે તેની વ્હાલી સખી કામલતા હાથમાં સોનાની કટોરીમાં બાવનાચંદન ઘસી લાવી છે તે કહે છે: "સખી! તારૂં માથું દુઃખે છે તો લાવ તારા કપાળ પર ચંદન લગાવું, અને તારા પગે કળતર થાય છે તો જરા પગચંપી કરૂં." પણ તેને વળી કહે છે કે મને તાવ આવ્યો છે તેથી

મારૂં માથું તપી ગયું છે, એટલે કામલતા ગુલાબજળ લઈ આવે છે. પછી મેનાના માથામાં ગુલાબજળ છાંટી, કપાળે ચંદનનો લેપ કરી તે તેના પગ દબાવે છે. એ કશાથી મેનાને લગાર પણ ચેન પડતું નથી, તેથી તે કામલતાને કહે છેઃ–

( કવિત. )

શાને મુજ કાજ સખી, બાપડા એ ચંદનને,
પાણી અને પત્થરની સંગમાં રગડે છે;
શાને મુજ કાજ આવું સુગંધી ગુલાબજળ,
અભાગણી કેરે શિર, રેડીને બગાડે છે;
શાને મુજ પગ બેઉ, નકામા દબાવતી તું,
શાને તુજ કુંળા કરને તું એમ પીડે છે ?
માથું નથી દુઃખતું કે થતું નથી કળતર,
વિજોગથી વાધ્યો મને કામજ્વર નડે છે. ૧૩૬

આ સાંભળીને કામજ્વરથી પીડાતી પોતાની સખીને પગચંપી કે ચંદન લેપથી વધારે પીડવાનું કામલતાએ મૂકી દીધું. ચંદનનો લેપ તેણે લૂછી નાખ્યો અને સખીને મીઠાં વચનોથી ધીરજ આપવા માંડી.

( સોરઠા )

ધીરજ ધર તું બ્હેન, વલોપાત કર્યે શું વળે,
જેવી લેણુ ને દેણુ, તેવાં મળે દુઃખ સુખડાં. ૧૩૭

મેનાકુંવરીને તો સખીનાં વચનથી ધીરજ મળવાને બદલે તેનું હૈયું ભરાઇ આવ્યું અને આંખમાંથી આંસુની ધાર ચાલવા માંડી. તે જોઇને કામલતા કહે છેઃ

આંસુડાં મ પાડ, તેજ નેણુાંનાં તૂટશે,
વરસે મૂશળધાર, પછી આછી શરદની વાદળી. ૧૩૮

આ પ્રમાણે સખી મેનાકુંવરીને સમજાવે છે, તેને ધીરજ આપે છે અને પોતાના પાલવથી કુંવરીનાં આંસુ લૂછે છે, એટલામાં શામલતા ત્યાં આવી અને બોલીઃ "બ્હેન ! એક બાઇ તમને મળવા આવી છે અને કહે છે કે મારે કુંવરીનેજ મળવું છે." મેનાએ તેને આવવા દેવાની હા કહી એટલે જયા કુંવરીની સામે આવીને ઉભી રહી. જયા હજી કાચી કુંવારી કન્યા છે, પંદરેક વરસની ઉમરની છે, તેને કુંવરી પૂછે છેઃ

( દોહરો )

કોણ નાત ને જાત તુજ, વળી આવી શેણે કામ,
કોણે તુજને મોકલી, ને શું છે તારૂં નામ. ૧૩૯

બાઇએ જવાબ આપ્યોઃ-

બ્રાહ્મણ કેરી દીકરી ને તમ પાસે છે કામ,
મોકલનારે સંદેશો લખ્યો ને જયા છે મારૂં નામ. ૧૪૦

એમ કહીને પોતાની હથેળીમાં કેસરથી લખેલો સંદેશો તેણે કુંવરી સામે ધર્યો.

પંચાળ દેશનો પંખીડો, પહોંચ્યો સૂરજપુર,
કેમ કરી ઓ પંખણી, એ આવે તારી હજુર. ૧૪૧

આ સંદેશો વાંચીને મેનાકુંવરીને તો રૂંવે રૂંવે હરખ ઉભરાઇ નીકળ્યો અને અંતરમાં આનંદના હીલોળા આવવા લાગ્યા, પણ સખીઓના જાણવામાં કશું આવી જાય નહિ તેટલા માટે તેણે પોતાના મનનો પોરસ દબાવી રાખ્યો અને બહારથી ક્રોધ બતાવી તેણે જયાની સામે કરડી આંખે જોયું. કશું પણ બોલ્યા વિના તેણે જોરથી જયાનું બાવડું પકડયું અને ક્રોધમાં ને ક્રોધમાં ઉઠીને તેણે જયાને બારણા તરફ ખેંચવા માંડી. બારણાની બહાર નીકળીને તેણે

આજુબાજુએ જોયું. એક ગોખલામાં કદાચ ગએલું ત્રિશૂળ પડયું હતું તે તેણે હાથમાં લઇને જયાને મહેલની બહાર લીધી. જયા તો ગભરાઇ ગઇ અને પોતાને કુંવરી માર્યા વિના રહેશે નહિ એવી તેની ખાત્રી થઇ. મહેલની બહાર બગીચામાં તે આવી. બગીચાના ઝાંપા પાસે એક પાણીનો કુંડ ભર્યો હતો, ત્યાં આગળ આવતાં તેણે જયા ઉપર પોતાના હાથમાંનું ત્રિશૂળ ઉગામી તેને મારવાનો યત્ન કર્યો, પણ જયા બોલી: "કુંવરી બા ! હું બ્રાહ્મણની દીકરી છું, મને મારશો નહિ; ફરીથી હું નહિ આવું !" એટલે જાણે કે કુંવરીને દયા આવી હોય તેવી રીતે મ્હોં કરીને તેણે જયાને નહિ મારતાં ત્રિશૂળને પાણીના કુંડના કાંઠાપર ખોસ્યું અને જયાના ગાલપર જોરથી તમાચો મારીને તેને બગીચામાંથી કાઢી મૂકી ! બિચારી જયાના ગાલપર કુંવરીના હાથનાં ચારે આંગળાં ઉઠી નીકળ્યાં, અને તેની આંખોમાં આંસુ પણ ઝમી આવ્યાં. તે નીચે મ્હોંએ ચાલતી થઇ.

કુંવરીના મનમાં આનંદનો પાર નથી, પણ મ્હોં ઉપર તો ક્રોધ ભભુકી રહ્યો છે. દાસીઓ પૂછવા લાગી કે બ્હેન ! એ રાંડ કોણ હતી ? કોણે મોકલી હતી ? પણ કુંવરી ક્રોધમાં જવાબ આપે છે "મૂકોને રાંડનું નામ ! શી ખબર કોઇ લુચ્ચાએ મોકલી હશે, પણ હવે તે અહીં ફરીથી આવવાની હીમત નહિ કરે !"

એટલામાં એક દાસી ખબર લઇને આવી કે હાથીની સવારી આવી ગઇ છે અને ગોર મહારાજ પણ આવી ગયા છે, માટે હવે મહાદેવજીની પૂજા કરવા પધારો. કુંવરી તુરત તૈયાર થઇ. તેણે સુંદર વસ્ત્રો ધારણ કર્યા, હીરા–મોતી અને માણેકના અલંકારો પહેર્યા. દાસીઓએ પૂજાની સામગ્રી તૈયાર કરીને સાથે લીધી. જોતજોતામાં

તો મેનાકુંવરી પોતાની સોળ સાહેલીઓની સાથે રૂમ-ઝુમ કરતી મહેલમાંથી નીચે ઉતરી.

( ચોપાઇ )

હાથી મદભર્યો ઝૂલતો, ઉપર અંબાડીયાં,
હણહણે ઘોડા પચાસ, સાથે સાહેલીયાં. ૧૪૨
ઢોલ ત્રંબાળુ વાજતાં, ચડે સવારીયાં,
શિવજીની પૂજા કાજ, ચલે મેનાકુંવરીયાં. ૧૪૩
જુએ નગરના લોક, વખાણે છે રૂપને,
પામે જે એવી નાર, ધન્ય તે ભૂપને. ૧૪૪

## પ્રકરણ ૫ મું.

મંગળસિંહ કુમાર, શિવાનંદ મહારાજ, રળીયો ગઢવી અને જયા એ ચારે જણાં રાક્ષસની ગુફામાંથી છૂટીને સૂર્યપૂર નગરની બહાર આવેલી એક ધર્મશાળામાં ઉતર્યા છે. કુંવર તે વખતે બેભાન હતો, પણ ધર્મશાળામાં આવતાંને વાર શિવાનંદે કુંવરને સાવધ કરવા માંડયો. તેના મ્હોં ઉપર ઠંડું પાણી છાંટયું. જ્યાં જ્યાં મગરના મારથી ઘા વાગેલા ત્યાંથી લોહી નીકળતું હતું તે ઉપર ગઢવીએ પાટા બાંધ્યા. કેટલીક વારે કુંવર ભાનમાં આવ્યો એટલે બધાંને આનંદ થયો. પછી શિવાનંદે સીમમાં જઇને કાંઇ વનસ્પતિ આણી અને તેને વાટીને તેની થેપલીઓ કુવંરને વાગેલા ઘા ઉપર મૂકી એટલે લોહી વહેતું બંધ થઇ ગયું. પાસે કાંઇ ખાવાનું હતું નહિ એટલે શિવાનંદ કુંવરની મોતીની માળામાંથી બે મોતી લઇને ગામમાં વેચી આવ્યો

અને તેમાંથી સીધું લઇ આવ્યો અને રસોઇ કરી. ચારે જણાં જમ્યાં એટલે કુંવર જરા હોશીયારીમાં આવ્યો, પણ તેનામાં ઉઠવા બેસવાની શક્તિ હતી નહિ. એમ બે દિવસ વીતી ગયા એટલે કુંવરને સારૂં થયું, અને તે હરવા-ફરવા લાગ્યો. ત્રીજા દિવસની સવારમાં કુંવરે જયાની હથેળામાં સંદેશો લખીને મેનાકુંવરીને મેહેલે મોકલી અને ગઢવીને ધર્મશાળામાંજ રહેવાનું કહીને કુંવર તથા શિવાનંદ શહેર જોવા નીકળી પડયા. શહેરમાં આવતાં તેમણે આખા શહેરમાં કાંઇ ઉત્સવ ચાલી રહેલો હોય એવું જોયું. ઘેર ઘેર અને દુકાને દુકાને સુંદર તોરણ બાંધ્યાં છે, ધજાઓ ફરફરે છે, કોઇ શેઠ શાહુકારોએ તો પોતાનાં ઘર અને દુકાનોની ભીંતો ઉપર ભાત ભાતનાં ચિત્રામણ કાઢયાં છે અને કાંઈ કોઇ હજી અવનવી શોભા કરવામાંજ મચી પડયા છે. કુંવરે એક જણને પૂછયું કે "ભાઇ! આ શહેરમાં શોભા શામાટે થઇ રહી છે?" એટલે પેલાએ કહ્યું: "તમે કોઇ અજાણ્યા માણસ લાગો છો. અમારા રાજાની દીકરી મેનાકુંવરીનું લગન છે અને હવે માત્ર સાત વરધો રહી છે. સાત દિવસ પછી અહીં લાટદેશનો રાજા જસરાજ હાથેવાળો પરણવા આવવાનો છે તેથી આ શોભા થઇ રહી છે." આ સાંભળતાંજ કુંવરને એવો ઉંડો ધ્રાશકો પડયો કે તે બેભાન થઇને ભોંય ઉપર પડી ગયો! લોકો એકદમ એકઠા થઇ ગયા. એ પરદેશીને શું થઈ ગયું એમ લોકો પૂછવા લાગ્યા. શિવાનંદે લોકોને સમજાવ્યું કે "ભાઇ! એ મારા ભાઇબંધને વાઈ આવવાનું દર્દ છે, તેથી તેને કોઇ વાર એવું થઇ જાય છે." એમ કહી તે કુંવરને પોતાના ખેસથી પવન નાંખવા મંડયો. એટલામાં કોઇ પનીહારી પાણીનું બેડું ભરીને નીકળી, તેને શિવાનંદે કહ્યું:

( દોહરો )

બાઇ રે પનીહારી બ્હેનડી, જળભર્યો ઘડુલો તુજ શિર,
ભાઇબંધ મારો તરફડે, મને આપ તું પાણી લગીર. ૧૪૫

એ સાંભળીને પનીહારી બોલી:

મેનાકુંવરીના રૂપમાં તો અમૃતની ભરી રેલ,
એ રૂપ જોવા થાય જીવતા, ભલે હોય મુડદાં મરેલ. ૧૪૬
સવારી આવે કુંવરીતણી, એને જોવા રાખ હામ,
સચેત થશે ભાઇ તાહરો, તારે પાણીનું શું કામ. ૧૪૭

પનીહારી બોલી: "હે ભાઈ! પાછળ મેનાકુંવરીની સવારી આવે છે અને મેનાકુંવરીના રૂપમાંજ અમીરસની રેલ વહે છે, પછી તારે તારા ભાઇબંધને સાવધ કરવા માટે પાણીનું શું કામ છે? એને જોવા માટે તો મુડદાંએ જીવતાં થઇને ઉભાં થાય છે તો તારો બેભાન થએલો ભાઇબંધ પણ તેને જોવા માટે હમણાં ઉભો થઇ જશે." આમ કહીને પનીહારી પાણી આપ્યા વિનાજ ચાલી ગઇ. કુંવરના કાનમાં પણ મેનાકુંવરીનું નામ પડતાં તે તુરત સાવધ થઇ ગયો. પછી બેઉ મિત્રો એક દુકાનના ઓટલા ઉપર બેઠા, અને લોકોનું ટોળું વીખરાઇ ગયું.

શિવાનંદે કુંવરને કહ્યું: "મિત્ર! મેનાકુંવરીની સવારી આ બાજુએજ આવે છે, માટે જરા ધીરજ રાખીને તેને નિરખવા અહીં ઊભા રહો, અને હિંમત હારી જશો નહિ." એટલામાં મોખરામાં ઢોલ અને નગારાં વગાડનારા આવ્યા. લોકો ચૌટાની બેઉ બાજુએ હારબંધ ઊભા રહીને સવારી જોવા તૈયાર થઇ ગયા. ઢોલ ને નગારાં-વાળા ચાલ્યા ગયા એટલે પાછળ ઘોડેસવારો આવવા લાગ્યા.

તેમની પાછળ કુંવરીની દાસીઓ માથાપર સોના રૂપાના કળશ, પૂજાની સામગ્રીથી ભરેલા સોના રૂપાના થાળ અને ફુલથી ભરેલી છાબો લઇને ચાલતી હતી. તેમની પાછળ હાથીની અંબાડીમાં બેઠેલી મેનાકુંવરી આવતી હતી. મેનાકુંવરીને પ્રભુએ રૂપજ એવું આપ્યું હતું કે તેને ઘરેણાં તથા અલંકારોની જરૂર ન પડે, પણ આજે તો તેણે હીરા–મોતીના અલંકારો ધારણ કર્યા હતા, એટલે તેના રૂપમાં શી મણા હોય ? તેને જોતાં ભલભલા મુનિઓનાં મન ચલિત થઈ જતાં હતાં અને સાધુપણું છોડી દઇને સંસારી થઇ જવા ઇચ્છતાં હતાં. તેના રૂપ આગળ રૂપાળી નારીઓનાં ગુમાન ઉતરી જતાં હતાં, કવિઓની કવિતા ઉભરાવા લાગતી હતી અને ચીતારાની પીંછી થંભી જતી હતી. એટલામાં મેનાકુંવરી કુંવરની દૃષ્ટિએ પડી, તેને તેણે ઓળખી, "એજ મારા અંતરમાં રમી રહેલી પૂતળી" એવું તે મનમાં બોલ્યો. પળવારમાં તો કુંવરી અને કુંવરની આંખો મળી, કુંવરીએ તેને ઓળખી લીધો હોય એવું તુરત તેના મ્હોંપરના ભાવથી કુંવરને સમજાઇ ગયું, પણ તુરતજ તેણે ભ્રકુટી ચડાવીને આડું જોઇ વાળ્યું અને હાથી ચાલ્યો ગયો! કુંવરનું દિલ જાણે કે તુટીને કકડા થઇ ગયું હોય તેમ તેનામાંથી ચેતન હરાઇ ગયું અને તે નીચે બેસી ગયો. "અહો ! હું આટલાં આટલાં સંકટ વેઠીને અહીંસુધી આવ્યો, તેણે મને જોયો, ઓળખ્યો, છતાં તેણે મારી તરફ જોઇને મ્હોં મરડયું ! થઇ રહ્યું ! શું મારા પરથી તેનો પ્રેમ ઉતરી ગયો ?" એમ કહીને તે નિરાશ થઇ ગયો.

( દોહરા )

જળનો તરસ્યો હંસલો, ગયો સરોવર પાળ.
દીઠું જળ ના નીરખ્યું, પ્રાણ તુટત તત્કાળ. ૧૪૮

જોગી પ્રેમનો ભટકતો, જપતો પ્રેમ તુજ દ્વાર,
અણુસારે આદર નહીં, ને બંધ કર્યા તેં બાર. ૧૪૯
પ્યારી પાસે પહોંચતાં, શિર ઉગ્યાં દુઃખ ઝાડ,
ઝાડ વાઢી ફેંકી દીધાં તો શિર પડયા દુઃખ પહાડ. ૧૫૦

આ પ્રમાણે કુંવર નિરાશ થવાથી વિલાપ કરે છે અને શિવા-નંદ તેને ધીરજ આપે છે કેઃ " કુંવર! તમે એમ શાને આશા છોડી બેઠા છો? આપણે જયાને કુંવરી પાસે સંદેશો લઇને મોકલી હતી, તે હવે ધર્મશાળામાં આવી ગઇ હશે; એ સંદેશાનો કુંવરીએ શો જવાબ આપ્યો છે તે તો એક વાર જાણીએ, પછી બધી વાત." કુંવર કહે કે–" એ જવાબ તો હવે મળી ચૂકેલોજ છે કે મને તેણે પૂરો દગો દીધો છે. મોત સાથે બાથંબાથા લડીને આપણે અહીં આવ્યા, તો છેવટે તેણે મને નિરાશ કર્યો અને તેના લગ્નને પણ હવે સાતજ દિવસ રહ્યા છે, એટલે હવે મેનાકુંવરી મને મળે એ આશા રહેતી નથી." શિવાનંદે તેને બહુ બહુ ધીરજ આપી અને કહ્યું કે " રાજકુંવરી પૂરી ચતુર છે, એટલે કદાચ તમારી તરફ પોતે પ્રેમનો ઇશારો કરે ને કોઈ જોઈ જાય તો પોતાનો ગુપ્ત પ્રેમ પકડાઇ જાય, એવી બીકથી તેણે પોતાના મનનો ભાવ છુપાવીને તમારી તરફ મ્હોં ભરડયું હોય તોપણ શી ખબર? માટે એક વાર આપણે સંદેશાનો જવાબ જાણીએ ત્યાંસુધી તમે નિરાશ થાઓ નહિ." એમ કહી શિવાનંદ રાજકુંવરને ધર્મશાળામાં પાછો તેડી લાવ્યો.

( દોહરો. )

જયા કેરી આંખમાં, આંસુડાં નવ માય,
ગભરૂ ગાલ ચંચવાળતી, રૂએ હીબકતી ત્યાંય. ૧૫૧

બેઉ જણા ધર્મશાળામાં આવીને જુએ છે તો જયાં ગાલ ચંચવાળતી એક ખૂણામાં બેઠી બેઠી રૂએ છે, અને ગઢવી તેને બહુ બહુ પૂછે છે પણ કશો જવાબ આપતી નથી. કુંવર સમજ્યો કે કુંવરીને સંદેશો પહોંચાડવા જતાં બિચારી જયાને માર પડ્યો લાગે છે. તે તો હવે તદ્દન નિરાશ થઈ ગયો અને બોલ્યોઃ

જાઓ શિવાનંદ દેશમાં, દેજો પિતાને સંદેશ,
મંગળે મેના પાછળે, લીધો જોગી વેશ. ૧૫૨

શિવાનંદ પણ જયાને રડતી જોઇને પહેલાં ગભરાઈ ગયો, પણ પછી તેને છાની રાખીને બધી વિગત પૂછી એટલે તેણે કહ્યુંઃ "કુંવરી તો મારા હાથમાંનો સંદેશો વાચીને બહુ ગુસ્સે થઈ ગયાં અને મારૂં બાવડું પકડીને મહેલની બહારના બાગમાં ખેંચી આણી. હાથમાં એક ત્રિશૂલ આવ્યું તે મને મારવાને તેમણે સાથે લીધું. પછી મેં વિનંતિ કરી કે હું બ્રાહ્મણની દિકરી છું તો મને મારશો નહિ, હું ફરીથી નહિ આવું, એટલે તેમણે મને ત્રિશૂળ માર્યું નહિ પણ પાણીના એક કુંડ પાસે ભોંયમાં ખોસ્યું અને મારા ગાલ ઉપર એવા જોરથી તમાચો માર્યો કે જુઓ આ ચારે આંગળાં ઉઠી આવ્યાં છે !" આ વાત સાંભળીને શિવાનંદ વિચારમાં પડી ગયો. તેને લાગ્યું કે ખરેખર, કુંવરીએ આ રીતે સંદેશાનો જવાબજ આપ્યો છે, પણ કુંવરને એ બધું કેવી રીતે સમજાવવું.

હવે તો મંગળસિંહ ઘડીમાં વિલાપ કરે છે, ઘડીમાં નિરાશ થઇને બેસી રહે છે, ઘડીમાં સ્ત્રીજાત ઉપર તિરસ્કાર બતાવે છે, ઘડીમાં પ્રાણ કાઢી નાંખવાની વાતો કરે છે, એવી એના મનની સ્થિતિ થઈ ગઇ છે. કુંવરે હજી કશું ખાધું નથી અને જયાએ રસોઈ પણ કરી નથી. ગઢવી તો આ બધું જોઇને શૂન્યમૂન્ય થઈને બેસી રહ્યો છે. કુંવર તો મનમાં શોચ્યાજ કરે છેઃ

( દોહરા )

દર્શન કીધાં દેહનાં, સૂણ્યાં ન કાને વેણ,
ભિક્ષા દીધી ન પ્રેમની, નચાવિયાં નહિ નેણ. ૧૫૩
મેના તારા જોગીની, ઝોળી ખાલી જાય;
ટુકડો તેં નાખ્યો નહિ, ભૂખ્યો અલક જગાય. ૧૫૪
દિલ તેં તો દીધું નહિ, દીધું તે નહિ લીધ,
પત્થરનું તુજ કાળજું કે પ્રભુએ પત્થર પુતળી કીધ. ૧૫૫
તુજ જોબનીયામાં ભર્યાં ભાળ્યાં અમૃત સાર,
પ્યાલા નીવડયા ઝેરના, ધિક્ક ઠગારી નાર. ૧૫૬

શિવાનંદ કુંવરને સમજાવે છેઃ "કુંવર! એમ નિરાશ ન થાઓ. કુંવરીએ જયાની સાથે તમારા સંદેશાનો જવાબ મોકલ્યો છે પણ તમે તે સમજતા નથી."

કુંવર કહે છેઃ "શું સમજવાનું છે, મારૂં કપાળ ? બિચારી જયાને મારીને કાઢી મૂકી, પછી સંદેશાનો જવાબ કયાં રહ્યો?"

શિવાનંદ કહે છેઃ "સાંભળો મહારાજ! કુંવરી જયારે આપણા દેશમાં ગૌરીપૂજન કરવા આવ્યાં હતાં અને જેવા ઇશારાથી આપણને તેમણે બધું સમજાવ્યું હતું, તેવાજ ઈશારાથી કુંવરીએ જવાબ આપ્યો છે.

આ સાંભળીને કુંવર શિવાનંદ ઉપર ક્રોધે ભરાયો અને બોલ્યોઃ "જૂઠી વાત! એણે જવાબ આપ્યો હોય તો સવારીમાં તે મારી સામે જોઈને મ્હોં શા માટે મરડે? બસ, એણે તો મને દગોજ દીધો છે."

"નહિ, નહિ, કુંવરજી! એણે પાણીના કુંડ પાસે ત્રિશૂળ

ખોસ્યું તેનો અર્થ એ કે નદી કિનારે માતાજીનું મંદિર છે ત્યાં હું જઈશ; અને જયાના ગાલ ઉપર ચાર આંગળાંનો તમાચો માર્યો તેનો અર્થ એ કે આજે ચોથા પહોરે તમે ત્યાં આવજો."

શિવાનંદની આ વાત કુંવરે માની નહિ. તેણે કહ્યુ " એ તો તું મને ખોટી ધીરજ આપે છે. એ મને પરણુવા ઇચ્છતીજ નથી. તે તો બીજા સાથે પરણુવા તૈયાર થઈ ગઈ છે અને તેનાં લગન પણ લેવાઈ ચૂક્યાં છે." શિવાનંદે કુંવરને ઘણુએ કહ્યું પણ કુંવરને તો જરાએ તેની વાત ગમી નહિ. જયાએ થોડી વારમાં રસોઈ કરી. પણ કુંવરે ખાધું નહિ એટલે શિવાનંદ તથા ગઢવી પણ ભૂખ્યા રહ્યા. એમ કરતાં બપોર વીતી ગયા. ગઢવી ગામમાં ફરવા જવાનું કહીને ગયો. ચોથો પહોર નજીક આવતો હતો અને શિવાનંદ કુંવરને સમજાવતો હતો પણ કુંવરમાં હવે આશા ઉપજતીજ નહોતી. તે તો મેનાની પાછળ પ્રાણ કાઢવા માટેની જ વાતો કરતો હતો.

એમ કરતાં ત્રીજો પહોર ગયો. શિવાનંદે કહ્યુંઃ "કુંવર ! હું તમારો બાલબંધ છું, આટલેસુધી તમારે માટે સુખ–દુઃખ વેઠીને આવ્યો છું અને તમે મારૂં કહ્યું માનતા નથી; તો પછી હું એ તમારી સાથેજ પ્રાણુ કાઢીશ અને તમને બ્રહ્મહત્યા લાગશે."
કુંવર કહેઃ " મને તો હવે આશાજ નથી કે એ સ્ત્રી મને પરણુવા ઇચ્છે. તે ઠગારી સ્ત્રી છે. તેના ઉપર મારો મોહ છે તે તેના રૂપનો છે, પણુ તેના દિલમાં તો ઝેર ભર્યું હોય એવું મને લાગે છેઃ છતાં તું કહે છે તો ચાલો આપણે તું કહે છે તે ઠેકાણે જઈએ." એ પ્રમાણે કુંવરે આવવાનું કબૂલ કર્યું તેથી શિવાનંદને આનંદ થયો. તે કુંવરને સાથે લઇને નીકળ્યો.

આ બાજુએ કુંવરીએ જ્યારથી મંગળસિંહને જોયો છે, ત્યારથી તેનું મન કુંવરને મળવા તલપાપડ થઇ રહ્યું છે. પોતાનો મનમાન્યો પ્રીતમ પોતાનો ઈશારો બરાબર સમજીને વેળાસર આવી પહોંચ્યો છે અને હવે પોતે તેનેજ પરણીને તેની સાથે જશે એવી આશામાં તેનો હરખ માતો નથી. ત્રીજો પહોર થયો, ત્યાં તેણે પોતાની માનીતી દાસી કામલતાને બોલાવી. પછી તેણે કહ્યું કે " મારે ચોથે પહોરે નદીકાંઠે અંબા ભવાનીનું મંદિર છે ત્યાં પૂજા કરવા જવું છે અને મારે કોઇને સાથે તેડી જવાં નથી; માત્ર તું અને હું બે જણાંજ પાલખીમાં બેસીને જઇશું, માટે પૂજાની સામગ્રી તૈયાર કર." દાસી બોલી: " પણ એમ આપણાથી એકલાં જવાય? કોઈ કહે કે પૂજા કરવી હોય તો સાથે ગોર તો જોઇએને?" કુંવરી બોલી: " ત્યારે એક ગોર મહારાજને સાથે લઇશું: પણ તમને બધાંને હું દૂર રાખીને એકલી મંદિરમાં જઈશ," એમ કહી દાસીને પૂજાની સામગ્રી તૈયાર કરવા મોકલી. થોડી વારમાં દાસી થાળમાં સામગ્રી લઇ આવી, તે જોઇને કુંવરી ક્રોધથી બોલી: " રાંડ! તેં કોઇ વાર માતાજીની પૂજા કરી છે કે નહિ? આમાં નૈવેદ તો લીધુંજ નથી." પછી દાસી નૈવેદ માટે વિધવિધ ભાતનાં ભોજનનો બીજો થાળ ભરીને લાવી. પછી ચાર પાલખીવાળાને બોલાવ્યા. ગોરને બોલાવ્યો. ગોર બોલ્યો: " અરે બ્હેન! આ વખતે અંબાભવાનીની પૂજા હોય? પૂજા તો પ્રભાતમાં થાય." કુંવરી બોલી: " તમે કાંઈ ડહાપણ કરશો નહિ; મારે એકાંત પૂજા કરવાનું વ્રત છે, તે પૂરૂં થયા વિના મારાથી પરણી શકાય તેમ નથી, સમજ્યા?" કુંવરીનો ફુંફાડો જોઇને ગોર મહારાજ તો ચૂપ થઇ ગયા.

કુંવરી પાલખીમાં બેસી કામલતા અને ગોરને સાથે લઇને ચાલી.

નદીને કાંઠે આવેલા એક વનમાં અંબાભવાનીનું મંદિર હતું. મંદિરથી કેટલેક દૂર કુંવરી પાલખીમાંથી ઉતરી પડી અને પાલખીવાળાને, દાસીને તથા ગોરને ત્યાંજ બેસવાનું કહીને પૂજા તથા નૈવેદ્યના બે થાળ બે હાથમાં લઇને તે મંદિર તરફ ચાલી. ગોરે કહ્યું કે "હું પૂજા કરાવવા સાથે આવું," પણ કુંવરીએ કહ્યું કે "મારે એકાંત પૂજા કરવી છે માટે કોઈ જોઇએ નહિ." કુંવરી મંદિરમાં ગઈ અને ત્યાં પૂજારી હતો તેને પણ તેણે બહાર કાઢી મૂકયો એટલે તે પણ પાલખીવાળાઓની પાસે આવીને બેઠો. કુંવરીએ મંદિરમાં જોયું પણ હજી કુંવર આવેલો દેખાયો નહિ. તે મંદિરનાં બારણા અમસ્થાં અટકાવીને કુંવરની રાહ જોતી બેઠી.

માતાજીના મંદિરની ફરતો બગીચો આવી રહેલો છે. તેમાં ભાત ભાતાં ઝાડ વેલા અને ફળ ફુલ ઝુકી રહ્યાં છે. બગીચાને ફરતો કોટ છે. અત્યારે કોટમાં કોઈ માનવી દેખાતું નથી અને માત્ર એકલી કુંવરીજ રાહ જોતી બેઠી છે. એવામાં સખત પવન વાય છે અને ઝાડ જોરથી ડોલવાલાગે છે, ફળફુલ ખરી પડે છે, કુંવરીની ઓઢણીનો પાલવ ઉડી ઉડીને તેના અંગની મનોહરતાને વારેવારે ખુલ્લી કરે છે પણ કુંવરી ફરી ફરી પાલવ ખેંચતી સોડીયું વાળીને એક સ્થાને બેસી રહી છે. મંદિરની પાસે એક મોટું આસોપાલવનું ઝાડ આવી રહેલું છે તે ફુલને ખરી પડતાં જોઇ બોલે છે:

(દોહરો)

**ચંપાકળી ને ગુલાબરે, કેમ તમે કરમાવ,**
**કેશુડાં કેમ ખરી પડો, તમ અંતરે શા પડયા ઘાવ. ૧૫૭**

**આસોપાલવનો આવો સવાલ સાંભળીને ચંપો જવાબ આપે છે.**

( સોરઠા )

સોનાવરણી મુજ કાય, મારી કોમળ પાંદડીયાં,
શરમાય ને કરમાય, જોઈ કુંવરીની આંગળીયાં. ૧૫૮

પછી ગુલાબ જવાબ આપે છેઃ

ગોટો હું તો ગુલાબ, પણ ગુમાન મારાં ઉતરીયાં,
જોઇ સુંદર ફુલ ગુલાબ, કુંવરીને ગાલે ઉભરીયાં. ૧૫૯

કેસુડાં ખરી પડતાં બોલે છેઃ

મનહર અમારા રંગ, (પણ) અદકા મનહર ઓઠ કુંવરીયાં,
તે જોઇ પછાડયાં અંગ, હવે માન અમારાં વિસરીયાં. ૧૬૦

મંદિરના થાંભલામાં રંગ બેરંગી કાષ્ટની પુતળીઓ હતી તેમાંની એક પૂતળી પેલા આસોપાલવના ઝાડને પૂછે છેઃ

ઓ ઘરડા આસોપાલ, તું કેમ હલાવે તુજ ડાળીયાં,
શું ઘેલો થયો આજકાલ, કે મેનાકુંવરી ભાળીયાં. ૧૬૧

હે ઘરડા આસોપાલવ! તું બધાંને પૂછે છે કે તમે કેમ કરમાઇ જાઓ છો અને ભોંયે પછડાઓછો, પણ તું શું ઘેલો થઇ ગયો છે કે આમ ડાળીઓને વારે વારે હલાવે છે? શું મેનાકુંવરીને જોઇને તને ઘરડે ઘડપણ જુવાની આવી ગઇ છે? આ સાંભળીને આસો-પાલવ જવાબ આપે છેઃ

પશુ પંખી ને લોક, મારી છાયામાં આરામીયાં,
પણ આવી સુંદરી કોક, જે મને છોડી દૂર ચાલીયાં. ૧૬૨
હલાવી મારી શાખ, બોલાવું પણ નહિ આવીયાં,
ન જુએ કરી ઉંચી આંખ, થઈ ધન્ય ન મારી છાઈયાં. ૧૬૩

હે બ્હેન પુતળી! ઘણાં ઘણાં પશુ પંખી ને લોકોને મારી છાયાએ આરામ આપ્યો છે, પણ આજસુધી મેં આના જેવી સ્ત્રી

જોઇ નથી કે જે મારી શીતળ છાયાને છોડીને દૂર જઇને બેઠી છે. તેથી મારી ડાળીઓ હલાવી હું તેને બોલાવું છું પણ તે આવતી નથી, એટલું જ નહિ પણ ઉંચી આંખ કરીને મારાભણી જોતી પણ નથી અને મારી છાયાને ધન્ય કરતી નથી—સાર્થક કરતી નથી.

આ પ્રમાણે એક બીજાના સવાલ જવાબ સાંભળીને કુંવરી હસી પડી અને તે સાથે પાસેના ક્યારામાં દાડમડી હતી તે પરનાં દાડમ તડાતડ ખરી પડયાં અને પડતાં પડતાં બોલ્યાં:

દેખ્યા કુંવરીના દંત, મુંઝાઇ અમારી મતીયાં,
આવ્યો અમારો અંત, હવે થઈ અમારી દુર્ગતીયાં. ૧૬૪

અરેરે! આજસુધી તો અમારી દાડમની કળીઓ એવી સુંદર કહેવાતી કે લોકો કોઇના સુંદર દાંતને દાડમ કળીની ઉપમા આપતાં પણ અમારા કરતાં તો મેનાકુંવરીના દાંત એટલા બધા સુંદર છે કે અમારી મતિ મુંઝાઇ જાય છે અને પછાડો ખાવાથી અમારો અંત આવે છે. હવે તો અમારી પૂરેપૂરી દુર્ગતિ થઇ ગઇ.

આ બધાંને એક સંપે પોતાના રૂપની ઇર્ષા કરતાં જોઇને કુંવરી ક્રોધાયમાન થઇ ગઇ અને તેમને ગાળો દેતી બોલી:

મરો, બળો, ફૂળફૂલ, ઈર્ષા કરો શીદ અમારીયાં,
અમ-તમ રૂપ તો ડૂલ, મુજ પ્રીતમ પાસ ગમારીયાં. ૧૬૫

હે ગમાર જેવાં ફળ અને ફૂલ! મૂઆં તમે અને બળ્યાં તમે! તમે બધાં એકઠાં થઈ અમારી ઇર્ષા શાની કરો છો? મારૂં અને તમારૂં બેઉનું રૂપ તો મારા પ્રીતમ પાસે ડૂલ છે, કારણકે મારા પ્રીતમ એટલા બધા રૂપાળા છે.

આ સાંભળીને પુતળી કુંવરીને ઠપકો આપે છે:

કુંવરી ચતુર સુજાણ, એમાં શું અકળાઈયાં,
કરે જે તારાં વખાણ, તેને તું દે ગાળીયાં. ૧૬૬

પોતાના ક્રોધ ઉપર પસ્તાવો કરતી હવે કુંવરી બોલે છેઃ

ચંપો, દાડમ, ગુલાબ, આસોપાલવ, કેશુડીયાં,
બાપુ ! શીદ કરો વિલાપ, હું કરતાં તમે સુખીયાં. ૧૬૭
રૂતુ આવે ખીલંત, માનવે તમને ભોગવીયાં,
(પણ) મારૂં જોબન જાય ચલંત, મનમાન્યા નવ આવીયા. ૧૬૮

એટલામાં શિવાલયની ફરતા ગઢનું બારણું ઉઘડયું અને કુંવર મંગળસિંહનું મેનાકુંવરીને દર્શન થયું ! શિવાનંદ મંદિરથી ઘણે દૂર ઉભો રહ્યો હતો અને મંગળસિંહને મંદિર બતાવીને તેણે તેને ત્યાં એકલો મોકલ્યો હતો. મેના કુંવરને જોઇને હર્ષઘેલી બની ગઇ અને એકદમ ઉઠીને મંગળસિંહને ભેટવા દોડી. મંગળસિંહ બે ડગલાં પાછો હટી ગયો અને અને બોલ્યોઃ "લાંજ રહે, મને અડકીશ નહિ."

મેના મંગળસિંહના એવા શબ્દો સાંભળીને ચમકીને ઉભી રહી અને બોલીઃ "કુંવર! એમ શાને ? તમે મારી ઇચ્છાને પૂરી કરવા અહીં પધાર્યા છો અને આમ મારો તિરસ્કાર કેમ કરો છો ?"

કુંવર કહે છેઃ "તારી ઇચ્છા ? તારી ઇચ્છા હું જાણી ચૂકયો છું. તું મને ફસાવીને દગો દેવા ઇચ્છે છે એ હું જાણું છું; તારે બીજું જે કાંઇ કહેવું હોય તે કહે, મારે તારા દગાખોર પ્રેમની વાત સાંભળવી નથી."

મેનાકુંવરી તો આ સાંભળીને શિયાવિયા થઇ ગઇ. તેની આંખમાં આંસુ આવી ગયાં. પોતે જેના પ્રેમને માટે અને જેના મેળાપને માટે અત્યારસુધી તલસતી હતી તે પોતાને વચન-બાણથી વીંધીને ત્યાગે છે એવું જાણતાં તેના પગ પાણી પાણી થવા લાગ્યા. તે બોલીઃ "કુંવર ! મેં કશો દગો કર્યો નથી. તમારા નામની તો હું માળા જપી રહી છું, અને તમે આમ કેમ બોલો છો ?"

પણ મંગળસિંહ કશું બોલતો નથી અને મંદિરના ઓટલા ઉપર લમણે હાથ દઇને બેસે છે. કુંવરી તેને પાસે જઇને પ્રાર્થના કરે છે: "હે કુંવર ! તમને મેં જ્યારથી ગોરમાના મંદિર પાસે જોયા હતા ત્યારથી મારૂં મન તમારામાં પરોવાયું હતું અને તમારૂં નામ જપતાં મેં એક એક દિવસ એક એક વરસની પેઠે ગાળ્યો છે. હવે તમે નમેરા થઇને મારા દિલને કેમ છેહ દો છો ?"

એમ કહી મેના મંગળસિંહના ગળામાં હાથ નાંખીને દયામણું મ્હોં કરી તેની સામે જોવા લાગી પણ મંગળસિંહ તો ઉંચી આંખ પણ કરતો નથી, અને કશો જવાબ દેતો નથી. કુંવરી કહે છે:

(દોહરો)

કેમ રીસાયા રાજવી, કંઈ બોલો મધુરાં વેણુ,<br>
શો અપરાધ મારો થયો કે નાખો ન મુજપર નેણ. ૧૬૯<br>
પળ પળ ગણુતાં ઘડી ગઇ, ઘડી ગણુતાં ગયા દીન,<br>
પામી તમને પ્રેમથી, હું તમારેજ આધીન. ૧૭૦<br>
વાટ જોઇ વરણાગીયા, મેં ખોયાં આંખનાં તેજ;<br>
તમને જોતાં નેણુમાં, અમીના ઉલટયા મેઘ. ૧૭૧

કુંવર બોલ્યો: ( સોરઠો )

મુખમાં મીઠાં વેણુ, (પણુ) ઝેર ઝરંતાં દીલડાં,<br>
એવી કામનીનાં નેણુ, ઝેરીલાં તીર જાણીયાં. ૧૭૨

આ સાંભળી કુંવરી વિચારે છે કે કુંવરના મનમાં કંઈ વહેમનું ભૂત ભરાયું છે, પણ કાંઇ ખુલાસો કરતા નથી તો શી સમજણ પડે ? તેથી કુંવરી પૂછે છે :

ઓ મારા રાજન, શાથી દુભાણા હું જાણું ના,
તમો મોકળું કરોને મન, હું પ્રેમે પાલવ પાથરૂં. ૧૭૩

હે કુંવર ! હું તમને પાલવ પાથરીને કહું છું કે તમે મોકળા મનથી તમારા હૃદયનો ખુલાસો કરો. તમે શાથી દુભાણા છો તે હું જાણુતીજ નથી. કુંવર કહે છે:

( દોહરો )

જમણે હાથે તાળી દે, ડાબે હાથે વિખ પાય,
એવી કામનીનો કંથડો, જગમાં મૂરખ મનાય. ૧૭૪

કુંવરી કહે છે:

તમથી દગો મેં નવ કર્યો, તમથી અદકું ન કોય,
કહોને શાણા રાજવી, તમ દિલમાં જે કંઈ હોય. ૧૭૫

કુંવર મનમાં એવું વિચારે છે કે આ આ મીઠાબોલી છે અને જેવી પેલી ચૂડેલ હતી તેવીજ આ છે, માટે તેની સાથે ઝાઝી વાતચીત કરવીજ સારી નથી. તેથી તે કશું બોલતો નથી. તેથી કુંવરી કહે છે:

ભોજન લાવી મન ભાવતાં, તમે આરોગો મમ નાથ,
હેત પ્રીતને દાખવી, કંઇ તો બોલો મમ સાથ. ૧૭૬

પણ કુંવર તો બોલતોજ નથી. કુંવરી તેના પગમાં માથું મૂકીને રડે છે પણ કુંવરને દયા આવતી નથી. તે તો એમજ માને છે કે આ બધા ઢોંગજ તે કરે છે. છેવટે કુંવરી પૂછે છે કે "હે કુંવર ! જ્યારે તમારે મને પરણવું જ નથી, તો પછી તમે અહીં શા માટે આવ્યા ?" કુંવરે જવાબ આપ્યો: "મારે તો આવવુંજ નહોતું, પણ મારો ભાઇબંધ શિવાનંદ બ્રાહ્મણ આપઘાત કરવા તૈયાર

થયો એટલે હું અહીં તને મળવા આવ્યો નથી, પણ મારો મિત્ર આપઘાત ન કરે તેટલા માટે આવ્યો છું.”

આવો જવાબ સાંભળીને મેનાકુંવરીના મનપર વજ્રસમો પ્રહાર થયો અને તે બેભાન બની ઢળી પડી. કુંવરે ધાર્યું કે કુંવરીની પાસેથી છટકી જવાનો આ વખત સારો છે, એટલે કુંવરીને એમ ને એમ મૂકીનેજ તે ચાલતો થઇ ગયો.

પવનના ઝકોળાથી કેટલીક વારે કુંવરી ભાનમાં આવી ત્યારે તેણે જોયું કે કુંવર તો ચાલ્યો ગયો છે. થાળમાં નિવેદને નામે આણેલું ભોજન બિલાડી ખાઇ રહી છે. તે ઉઠીને બેઠી થઇ એટલામાં આસોપાલવના ઝાડ ઉપરથી કોઇ મનુષ્ય ઉતરતું તેના જોવામાં આવ્યું અને કુંવરી ચમકી ગઇ. તેને બીક લાગી કે આ માણસે કુંવર સાથેની પોતાની બધી વાતચીત સાંભળીજ હશે અને તે મારો ભેદ ફોડી નાંખશે તો બધી બાજી બગડી જશે. થોડી વારે એ માણસ નીચે ઉતર્યો અને તેનું સ્વરૂપ જોઇને કુંવરીનું બધું દુઃખ વિસરાઇ ગયું. કાળો, ખુંધો, ઠીંગણો અને કાન વિનાનો બુચો એવો માણસ જોવામાં આવતાં કુંવરી ખડખડ હસી પડી.

એ માણસ રણીયો ગઢવી હતો! કુંવરી કેવી રૂપાળી છે અને તે કુંવર સાથે શી વાતચીત કરે છે તે જાણી લેવા માટે અગાઉથી આવીને મંદિરમાંના આસોપાલવના ઝાડ ઉપર ચડી છુપાઇ બેઠો હતો. તે છુપાયો તેની પુજારીને પણ ખબર નહોતી. મેનાએ કરેલા સંકેતનો જે અર્થ શિવાનંદે મંગળસિંહને સમજાવ્યો હતો તે ગઢવીએ સાંભળ્યો હતો તેથી આ ઠેકાણે આવવામાં તેને કશી હરકત પડી નહોતી. ગામ જોવા જવાનું બ્હાનું કાઢીને ધર્મશાળામાંથી તે ઘણો વહેલો નીકળી ગયો હતો અને આ ઠેકાણેજ આવ્યો હતો. કુંવરીની

આવી આવી આજીજી છતાં કુંવરનું દિલ પીગળ્યુંજ નહિ તેથી રળીયા ગઢવીને કુંવર ઉપર મનમાં ગુસ્સો આવ્યો હતો અને તેના મનમાં એમ થયા કરતું હતું કે આ મૂર્ખ મંગળસિંહ કુંવરીના દિલના પ્રેમને પારખી શકતો નથી પણ પોતે તો બરાબર પારખી શક્યો છે. "જો કુંવરી સાચા પ્રેમને માટેજ તલસતી હોય તો મારા પ્રેમની તે કદર કેમ નહિ કરે ?"

જ્યારે કુંવરી મંદિરમાં આવીને મંગળસિંહની રાહ જોતી બેઠી હતી, ત્યારેજ તેનું રૂપ નિહાળીને ગઢવીને તો કાંઈ કાંઈ થઇ ગયું હતું. પોતાના રાજાના કુંવરને આવી રૂપાળી સ્ત્રી મળશે એવું માનીને તેને સંતોષ થયો હતો; પણ કુંવરે આડાઇ કરીને તેને તુચ્છ-કારી કાઢી તેથી તેને કુંવર ઉપર ગુસ્સો ચડ્યો હતો. પોતાને ઘેર અત્યારે બૈરૂં નહોતું અને આવી રૂપાળું બૈરૂં હોય તો ઠીક મજા પડે એવો વિચાર પણ તેને થયો. મનમાં ગલગલીયાં થઇ ગયાં. પોતે કુંવરીની પાસે જઇને કહે કે "મારો તારા પર સાચો પ્રેમ છે" તો એ કુંવરી પોતાને જરૂર સત્કારશે એવી તેને આશા ઉપજી હતી. કુંવરી પાસે જઇને એવું કહેવા માટેજ તે નીચે ઉતર્યો હતો. પણ જ્યાં તેની અને કુંવરીની આંખો મળી, તેના કદરૂપા શરીરને જોઇને કુંવરીએ ખડખડાટ હસવા માંડ્યું. ત્યાં તેની આશા ઉડી ગઈ, તેને ડર લાગ્યો અને તેના પગ પાણી પાણી થવા લાગ્યા. "હાય, હાય, એ રાજકુંવરી પાસે છતા થવા કરતાં તો ઝાડ ઉપર સંતાઇ રહ્યો હોત તોજ ઠીક હતું, હવે તે મને પકડાવીને મારી નખાવશે તો ?" એવા ભયથી તે થરથર ધ્રુજવા લાગ્યો.

એટલામાં કુંવરી બોલી: "અહીં આવ, ડરીશ નહિ તું મારી પાસે બેસ."

સ્વર્ગમાં જવા માટે આકાશમાંથી વિમાન ઉતરી આવે ને જેટલો આનંદ માણસને થાય તેટલો આનંદ કુંવરીનાં આવાં વચનો સાંભળીને ગઢવીને થયો ! "અહાહા ! આવી રૂપાળી કુંવરીની પાસે શું મારે બેસવાનું ? અને કુંવરીએ પોતેજ મને પાસે બોલાવ્યો ?"

ગઢવીને શંકા થઇ કે એ શબ્દો કુંવરી બોલી નહિ હોય પણ પોતાને માત્ર તેમના ભણકારાજ સંભળાયા હશે. આથી તે ડગલું પણ હાલ્યા ચાલ્યા વિના પહેલાંની પેઠે ધ્રૂજતોજ ઉભો. કુંવરીએ ફરીથી કહ્યું: "ગભરાઇશ નહિ, અહીં ચાલ્યો આવ, અને બેસ મારી પાસે." હવે ગઢવીની ખાત્રી થઇ કે ખરેખર કુંવરીજ પોતાને બોલાવે છે. ગઢવી ધીરે ડગલે કુંવરીની પાસે ગયો અને ગભરાતો ગભરાતો તેની સામે બેઠો. કુંવરીએ મ્હોં મલકાવીને નરમાશથી પૂછ્યું: "અલ્યા ! તું ગભરાય છે શાને ? મારી સાથે વાતો કરવાનું તને નથી ગમતું ?"

ગઢવી હાથ જોડીને બોલ્યો: "અહો કુંવરી સાહેબ ! એ આપ શું બોલ્યાં ? આપની સાથે વાતો કરવાનું તો કોઇ ભાગ્યશાળીનેજ મળે ! રૂપ રૂપના અંબાર જેવાં આપ ક્યાં અને મારા જેવો કદરૂપો ગરીબ માણસ ક્યાં ? આપની પાસે બેસતાં હું શરમાઉં છું, સંકોચાઉં છું, કુંવરી સાહેબ !"

"તું કોણ છે અલ્યા ?" કુંવરીએ પૂછ્યું.

ગઢવી બોલ્યો: "રાજકુંવરી ! હું મંગળસિંહ કુંવરનો ચાકર છું. મારૂં નામ રળીયો ગઢવી છે. પણ કુંવરની જાણ વિના અહીં આવ્યો તો અને ઝાડ ઉપર છુપાયો હતો, એ મારો વાંક થયો છે, કુંવરી સાહેબ !

"સાબાશ, ગઢવી ! તું સાચા બોલો અને નમ્ર છે તેથી હું

તારા પર પ્રસન્ન થઈ છું. તારે હવે ડરવું નહિ, સમજ્યો ?" કુંવરીએ રહેમભરી નજરથી કહ્યું.

"કુંવરી સાહેબ ! તમારા જેવાં ડાહ્યાં, રૂપાળાં, હેતાળ રાજકુંવરીનો કુંવરે તુચ્છકાર કર્યો, તમારા દિલના પ્રેમને પારખ્યો નહિ, તેથી મને કુંવર ઉપર ચીડ ચડી છે. તેના જેવો મૂર્ખ માણસ મેં આખી દુનિયામાં ક્યાંય જોયો નથી." ગઢવી બોલ્યો.

કુંવરી બોલી: "ગઢવી ! તારામાં જેટલું શાણપણ છે, પ્રેમની પારખ છે, તેટલું એ રાજકુંવરમાં નથી. તું કદરૂપો છે, પણ હું ધારૂં છું કે તારા શાણપણ અને પ્રેમની પારખના ગુણ ઉપરથી તારી સ્ત્રીનું તારા ઉપર પૂરૂં હેત હશે, નહિ વારૂ ?"

ગઢવીને કુંવરીના આવા શબ્દો સાંભળીને એક પળમાં એક શેર લોહી ચડતું હતું. પોતાના ગુણનાં વખાણ રાજકુંવરી પોતે કરે છે તે જોઇને તેના દિલમાં કાંઇ કાંઇ આશાના સમુદ્ર હેલે ચડતા હતા. તે હાથ જોડીને બોલ્યો: "ખરૂં કહો છો, કુંવરી સાહેબ ! મારી સ્ત્રીનું મારા પર અથાગ હેત હતું. પણ તે બિચારી ગુજરી ગઇ; હવે કોઈ તેના જેવીજ હેતાળ સ્ત્રી મળે તોજ હું પરણીશ, નહિતો પરણીશજ નહિ."

"વાહ ! એક તારા શરીરના કરૂપ વિના તારામાં બધા સદ્‌ગુણજ ભર્યા છે, ગઢવી ! મારા જેવી સ્ત્રી મળે તો તું પરણે ખરો ?" ગઢવીના અંતરમાં તો અમૃતના મેઘ વરસવા માંડયા. તે બોલ્યો: "કુંવરી સાહેબ ! આપ મારી મશ્કરી કરો છો ! આપનું રૂપ કયાં, મારૂં કરૂપ કયાં ? આપ રાજકુંવરી અને હું તો ચાકર: એવું કદાપિ બને?"

કુંવરી બોલી: "ગઢવી ! શું તું પેલી વાત ભૂલી ગયો ?

"બ્હીકણુ ન જાણે હિંમતની વાત, ભૂખ ન જાણે ટાઢો ભાત,
ઉંઘ ન જાણે દિન કે રાત, પ્રેમ ન જાણે જાત કજાત." ૧૭૭

ગઢવી હર્ષઘેલો બનતો ઠાવકાઇથી બોલ્યોઃ "ખરી વાત, કુંવરી! તમારા જેવી રાજકુંવરી મને વરે તો પછી મારા જેવો બીજો કોઇ ભાગ્યશાળી ન કહેવાય."

"ઠીક, ત્યારે ગઢવી! અત્યારે તો તું જા, કાલે ચોથે પહોરે પાછો અહીં આવજે. હું માતાજીની પૂજાને બ્હાને અહીં આવીને તને એકાંતમાં મળીશ અને આપણે દિલડાં ખોલીને હેતથી વાતો કરીશું."

ગઢવીને તો હર્ષવાયુ થઇ ગયો અને સત્વર ઉઠીને ચાલતો થયો. તે ગયો એટલે કુંવરી ખડખડાટ હસી અને થાળ લઇ મંદિરની બહાર નીકળી જ્યાં પોતાનાં માણસો બેઠાં હતાં ત્યાં ગઇ. આ બધો પ્રસંગ તેના માણસોના જોવામાં જરા પણ આવ્યો નહિ.

## પ્રકરણ ૬ ઠું.

મેનાકુંવરી મ્યાનામાં બેસીને પાછી પોતાના મ્હેલમાં ગઇ. જ્યારે રાત પડી, ત્યારે તેણે પોતાની બધી દાસીઓને પોતાની પાસેથી દૂર કાઢી અને પોતે એકલી રહી એટલે તેણે પોતાનો સોનામહોરોનો દાબડો કાઢી તેમાંથી ખોબો ભરીને સોનામહોરો એક થેલીમાં ભરી એ થેલીને પોતાની પાસે રાખી. પછી તેણે એક સારી તલ્વાર પોતાની બાજુએ છુપાવી રાખીને પછી પોતાના ઘરડા ગોરને બોલાવ્યો. તે તો કુંવરીની પાસે ગયો અને નમન કરીને બેઠો. કુંવરીએ ગોરને કહ્યુંઃ "ગોર મહારાજ! તમે બહુ વિદ્વાન છો અને અનેક વિદ્યાઓ ભણ્યા છો. તમારા ગુરુ પણ ઘણી ઘણી

વિદ્યાઓ જાણતા હતા અને તેમની પાસે વિદ્યાઓનાં પુસ્તકોનો મોટો ભંડાર હતો, તે અત્યારે તમારી પાસે જ છે, ખરૂં ને?"

"હા કુંવરી સાહેબ! મારા ગુરૂ તો એવા થઇ ગયા કે જેમની જોડી આ દુનિયામાં બીજી કોઇ નથી. તેમની વિદ્યાઓ અને તેમના ગ્રંથો એવા છે કે તેનાં હું જેટલાં વખાણ કરૂં તેટલાં થોડાં" ગોરે એ પ્રમાણે જવાબ આપ્યો એટલે કુંવરી બોલી: "ત્યારે તેમાં ચમત્કારિક મંત્રોનાએ ઘણાં પુસ્તકો હશે." ગોર જવાબ આપતાં જરા વિચારમાં પડયો એટલે કુંવરીએ પુછયું: "ગોર મહારાજ! કેમ જવાબ આપતાં અચકાઓ છો?" ગોરે કહ્યું "કુંવરી સાહેબ! મંત્રોના ગ્રંથો તો મારા ગુરૂએ મને આપ્યા છે, પણ આ કળિયુગમાં મંત્રોના પ્રયોગો કરવાની તેમને ના કહી ગયા છે, એટલે એ મંત્રોના ગ્રંથો હજીસુધી મેં કોઇ વાર ઉઘાડયા નથી." કુંવરી બોલી: "તમે એ ગ્રંથો નહિ ઉઘાડયા હોય, પણ મારે એ ગ્રંથો જોવા છે, માટે તમે તે અહીં લઇ આવો, અને તેમાંથી પરકાયા પ્રવેશનો મંત્ર મને શીખવો."

ગોર તો આભો બન્યો અને બોલ્યો: "કુંવરી સાહેબ! એ તમે શું બોલ્યાં? મારાથી તમને એવો મંત્ર શીખવાય જ નહિ માટે મને માફ કરો. આ કળિયુગમાં મંત્ર જંત્રને ચાળે ચડવું એ સારી વાત નથી." કુંવરીએ ગોરને સમજાવવા માંડયું કે "જુઓને ગોર મહારાજ! એ મંત્રની મને બહુ જરૂર છે તેથી જ મેં તમને તસદી આપીને અહીં બોલાવ્યા છે. સાચા મંત્રો કળિયુગમાંએ કામમાં આવે છે, માટે આજે કૃપા કરીને મારૂં આટલું કામ કરો." ગોર કહે છે કે "એ કદાપિ બનેજ નહિ, કુંવરી સાહેબ! બીજું કાંઇ કામ હોય તે કહો પણ એ કામ મારાથી નહિ બને."

કુંવરીએ મનમાં વિચાર્યું કે ગોર આવી રીતે માનશે નહિ,

અને કોઇ રીતે તેની પાસેથી પરકાયા પ્રવેશનો મંત્ર લીધા વિના છૂટકો નથી. ( દોહરો. )

શીખ દઈ સમજાવીએ, ને નહિ તો દઇએ દામ,
તેથી જો સમજે નહિ, તો દંડથી કરીએ કામ. ૧૭૮

કુંવરીએ પોતાની પાસેથી સોનામહોરોની થેલી કાઢીને ગોરની સામે મૂકી અને કહ્યું કે "ગોર મહારાજ! તમે મારૂં આટલું કામ કરશો તો આ સોનામહોરો તમારી જ છે એમ જાણજો. તમે મારૂં કામ કરો ને હું તમને બદલામાં ઇનામ ન આપું એવી હું કાંઇ નગુણી નથી માટે તમે તમારે આ સોનામહોરો લઇ જાઓ અને તમારા જૂના ગ્રંથો લઇ આવીને તેમાંથી મને પરકાયા પ્રવેશનો મંત્ર શીખવો." ગોરે ડોકું ધુણાવતાં કહ્યું: "માફ કરો કુંવરી સાહેબ! એ મંત્ર તો મારાથી આપને શીખવાશેજ નહિ!"

આ જવાબ સાંભળીને કુંવરીની આંખો લાલ-લાલ થઇ ગઇ. તેને ક્રોધ ચડયો. તે એકદમ ઉઠી અને ખુલ્લી તલ્વાર હાથમાં લઇને બોલી: "તો ગોર મહારાજ! હવે મરવાને તૈયાર થઇ જાઓ! આજે હું કાળકા બની છું અને નરહત્યા-બ્રહ્મહત્યા કરવા તૈયાર થઇ છું! જુઓ છો શું? કાંતો મને મંત્ર શીખવો અને નહિતો મરવાને માટે ડોકું ધરો!"

હાથમાં તલ્વાર સાથેનું કુંવરીનું વિકરાળ સ્વરૂપ જોઇને ગોર તો ફફડી ઉઠયો! તે ઉઠીને નાસવા લાગ્યો, પણ કુંવરી ખુલ્લી તલવારે તેની પાછળ દોડી! ઓરડાનાં બારણાં બંધ હતાં એટલે ગોરથી નાસી શકાય તેમ નહોતું. ગોર ઘરડો થયો હતો પણ જીવ ખોવાનું તો કોને ગમે? મોતને સામે આવેલું જોઇને ગોરે કબૂલ કર્યું કે મને ઘેર જવા દો, એટલે હું મંત્રના ગ્રંથો લઇ આવું અને તમને મંત્ર શીખવું. કુંવરી કહે કે હવે તો હું તમને ઘેર પણ નહિ

જવા દઉં. અહીં ને અહીં અત્યારેજ ગ્રંથો મંગાવીને મને મંત્ર શીખવો. ગોરને એ વાત પણ કબૂલ કરવી પડી. પછી કુંવરીએ તલ્વારને મ્યાનમાં ઘાલી દીધી અને બારણાં ઉઘાડી પોતાની સખી કામલતાને બોલાવી. કુંવરીએ ગોરને કહ્યું કે આ કામલતા તમારે ઘેર જઇને તમે કહેશો એ ઠેકાણેથી ગ્રંથો લઇ આવશે, માટે તેને કયા કયા ગ્રંથો લાવવા તે કહો અને ગોરાણી તે ગ્રંથો કાઢી આપે એવો સંદેશો કહાવો. ગોરે કામલતાને કહ્યું કે ગોરાણીને કહેજે કે ભંડારીયામાં જે લાલ કપડાંથી બાંધેલી પોથી છે તે આપો કારણકે તેમાંના ગ્રંથોનું કામ પડયું છે. કામલતા એ સંદેશો લઇને ગોરાણી પાસે ગઇ. ગોરાણી કુંવરીની સખી કામલતાને ઓળખતી હતી એટલે તેણે કહ્યા મુજબ લાલ કપડાની પોથી કાઢી આપી. કામલતા તે લઇને મહેલમાં પાછી આવી.

ગોરે પોથીની પૂજા કરી, ધૂપ–દીવો કર્યા, પછી તેમાંથી જૂના ગ્રંથો કાઢયા. એક પછી એક ગ્રંથોનાં પાના ફેરવતાં એક પાનામાંથી પરકાયા પ્રવેશનો મંત્ર નીકળી આવ્યો અને ગોરે કુંવ-રીને તે શીખવ્યો. મંત્ર શીખતાં મધરાત થઇ ગઇ, મંત્રનો ઉપયોગ કેવી રીતે કરવો તે પણ ગ્રંથમાં જોઇને ગોરે કુંવરીને શીખવ્યું એટલે હવે ગોરને ઘેર જવાની રજા મળી. જતી વખતે ગોરને કુંવરીએ પેલી સોનામહોરોની થેલી દક્ષિણામાં આપી દીધી.

બીજે દિવસે ચોથો પહોર થતાં જ કુંવરી આગલા દિવસની પેઠે પોતાની સાથે પૂજાની સામગ્રી લઇને મ્યાનામાં બેસી માતાજીના મંદિરે એકાંત પૂજા કરવા ચાલી. તે દિવસે પણ તેણે મંદિરમાંથી પૂજારીને બહાર કાઢી મેલ્યો અને દૂર પોતાના માણસો પાસે બેસાડયો કે જેથી મંદિરમાં રબારી ગઢવી આવે તે કોઇના જોવામાં

આવે નહિ. કુંવરી મંદિરમાં જઇને ગઢવીની રાહ જોતી બેઠી અને બહુ વાર થઈ નહિ, એટલામાં ગઢવી આવી પહોંચ્યો. હજી પણ તેને કાંઇ કાંઇ શંકાઓ આવતી હતી. ગઇ કાલે કુંવરીએ પોતાની ઉપર પ્રેમ દર્શાવ્યો તે શું ખરેખરો હશે એ વિચાર તેને થયા કરતો હતો. તે આવતાં જ કુંવરીએ મ્હોં મલકાવી, નેણાં નચાવી ગઢવીનો આદર સત્કાર કર્યો, તેથી ગઢવીનું મનડું તો આનંદથી નાચવા કુદવા લાગી ગયું. કુંવરી બોલીઃ " આવ ગઢવી ! આવ. તેં વાયદો બરાબર પાળ્યો તે જોઇને હું બહુ રાજી થઈ. "

" કુંવરી સાહેબ ! ચોક્કસ જાણજો કે હું બેવચની માણસ નથી-ટેકીલો માણસ છું. એક વાર મેં તમને વચન આપ્યું એટલે પછી પ્રાણ જતાં પણ હું ફરૂં નહિ. તમે મને કેવો સમજો છો ? "

કુંવરી બોલીઃ ( દોહરા )

ગઢવી મારા ગોઠીયા, મને તારા દીલપર હેત,<br>
પણ કાયા તારી કુબડી, તેથી મનમાં થાયે ખેદ. ૧૭૯<br>
શાણો ને સતવાદીયો, તું એકલ ટેકી જન,<br>
પ્રેમ તણું તને પારખું, તને વરી થઉં હું ધન્ય. ૧૮૦

આ સાંભળીને ગઢવી મનમાં ઉદાસ થયો. કુંવરીને પોતાની કુબડી કાયા ગમતી નથી, એમ વિચારી તે મનમાં મુંઝાવા લાગ્યો અને બોલ્યોઃ

રૂપાળી કે કુબડી, કાયામાં લોહી ને હાડ,<br>
તેશું મોહ શાને ધરો, કુંવરી ચતુર સુજાણ. ૧૮૧<br>
સાચાં હેત હૈયા તણાં, હોય તેથી કોણ અજાણ,<br>
એકનું દુઃખડું દેખીને, બીજું પલમાં છંડે પ્રાણ. ૧૮૨

કુંવરી બોલીઃ " ગઢવી, એ વાત તો ખરી, પણ તારી આવી કાયા હોય અને હું તને પરણું તો લોકો મને શું કહે ? મને તારા

પર ઘણુંએ હેત આવે છે, પણ તારી આ કાયા જોઇને નિરાશ થઇ જઉં છું. ”

ગઢવી બોલ્યો: “ પ્રભુએ જે કાયા આપી તે ખરી, તેનો હવે શો ઉપાય ? ” કુંવરી બોલી: “ ઉપાય તો છે, પણ જો તું કબુલ થાય તો હું તને યુક્તિ બતાવું. ” ગઢવી તો આ સાંભળીને ચમકી ગયો અને બોલ્યો: “ શું કાયા બદલવાની યુક્તિ હોય ખરી ? શું તેની કાંઇ દવા છે ?” કુંવરી કહે કે “ દવા નથી, પણ એક પ્રયોગ છે. એ પ્રયોગ જો તું કરે તો તારી કાયા બદલાઇ જાય અને તું જેવો દિલમાં રૂપાળો છે તેવો કાયાએ રૂપાળો બને. ” ગઢવી તો હવે તે પ્રયોગ જાણવાને અધીરો બની ગયો અને બોલ્યો: “ ત્યારે હવે ઝટ મને એ પ્રયોગ બતાવો એટલે હું તે જરૂર કરીશ અને તમને મનગમતું રૂપ ધારી શકીશ. પછી તમને સંતોષ થશેને ? ”

કુંવરી કહે “ હા, પછી મને જરૂર સંતોષ થશે. જો સાંભળ, મને દિલ તારૂં ગમે છે, પણ કાયા તો પેલા મંગળસિંહ કુંવરની ગમે છે. તેનું રૂપ જોઇને હું તેના પર લોભાઇ ગઇ છું, હું તને પરકાયા પ્રવેશનો મંત્ર શીખવું, અને જો તું કોઈ પણ યુક્તિથી મંગળસિંહ કુંવરની કાયામાં પ્રવેશ કરી લે તો પછી મારા બધાએ કોડ પૂરા થાય.” ગઢવી બોલ્યો: “અહાહા ! એતો બહુજ આનંદની વાત ! કુંવરી સાહેબ ! એમ કરવા હું ખડેપગે તૈયાર છું. હું પણ આ કુબડી કાયાથી છુટો થઇશ અને તમારા જેવી સ્ત્રી પામીશ, એથી વધારે સદભાગ્યની વાત બીજી કઇ ? માટે ઝટપટ મને એ પ્રયોગ શીખવો. ”

કુંવરીએ કહ્યું: “ તું મારી ઇચ્છાને કબૂલ રાખીને પ્રયોગ શીખવા તૈયાર થયો છું તેથી હું રાજી રાજી થઈ જાઉં છું, ગઢવી

હવે સાંભળ; જે કાંઇ પશુ પંખી કે મનુષ્યની કાયામાં આત્મા ન હોય એટલે કે મુડદું હોય અને જેની કાયામાં પ્રવેશ કરવાની તારી ઇચ્છા હોય તેની સામે જોઇને તારી જરા પણ ભૂલ ન કરતાં ૐ ह्रीं श्रीं क्रीं मनश्चिंतितं प्रेतप्रवेशं એ પ્રમાણે મંત્ર બોલવો એટલે તુરત એ મુડદામાં તારો આત્મા દાખલ થઇ જશે અને તારી કાયા મુડદા રૂપ બની જશે. પછી જ્યારે તારી જૂની કાયામાં પાછા આવવું હોય ત્યારે એ મુડદા સામે જોઇને ૐ ह्रीं श्रीं क्रीं त्यक्तस्वदेहं कुशलारोहं એ પ્રમાણે મંત્ર બોલવો અને તું તારી અસલ કાયામાં પાછો આવી જઇશ. આ મંત્રો તારે બરાબર ગોખી રાખવા અને કાંઈ ભુલ કરવી નહિ, તેમજ જરાએ અશુદ્ધિ થવા દેવી નહિ, સમજ્યો? આ મંત્રથી તું કોઇ પણ રીતે મંગળસિંહની કાયા ધારણ કરીને આવે એટલે મારી આશા પૂરી પડે!"

ગઢવી મનમાં મંત્રનું રટણ કરવા લાગ્યો એટલે કુંવરી બોલી:

( સોરઠો. )

ચુક ન નાની એક, ભલા કરે ભૂલથી;<br>
વળતી ધરતા ટેક, ધરમ સમા જેહ માનવી. ૧૮૩

પ્રિય વાંચક! આ વાર્તાનો અધૂરો રહેલો ભાગ "મંગળ અને મેના–ભાગ બીજા" માં વાંચવા કૃપા કરશો. નીચેને સીરનામે પાંચ આનાની ટીકીટો બીડી આપનારને ટપાલ રસ્તે ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

ગુજરાતી ભાષામાં 'સ્પિરિચ્યુએલિઝમ' વિષેનો અપુર્વ ગ્રંથ

# સચિત્ર પ્રેતાત્મવિદ્યા

અથવા

## ભુત—પિશાચનું આવાહન.

( ૩૯૦ પૃષ્ઠ, ૩૦ પ્રકરણ, ૩૪૮ બાબતો, ૨૫ ચિત્રો, સોનેરી પાકું પુંઠું )

ભુત—પ્રેત—પિશાચ છે કે નહિ. હોય તો તે ખરાં છે કે નહિ, ખરાં હોય તો તેમને બોલાવી શકાય કે નહિ, બોલાવી શકાય તો તેઓ સાક્ષાત દર્શન આપે કે નહિ, દર્શન આપે તો તેઓ આપણી સાથે વાત કરે કે નહિ, વાત કરે તો કાંઇ હિતનો માર્ગ સુચવે કે ભય પમાડે? ભુત વળગે છે એ શું ખરૂં હશે? વળગાડ દુર કરવાના કાંઇ ઉપાયો હશે? ભુતો વાસનાબદ્ધ હોઇને સારાં માઠાં કાર્યો તથા ચમત્કારો કરે છે ખરા! આ બધા પ્રશ્નોના જવાબો પ્રેતાત્માનું આવાહન કરવાની જુદી જુદી રીતો, આવાહનની શક્તિ કેળવવાની રીતો, ભુતોને વાસનામાંથી મુક્ત કરવાની તેમજ તેમના વળગાડને દુર કરવાની રીતો, ભુતોના પરલોકના અનુભવની કથનીઓ, ભુતોના સાચા ફોટોગ્રાફ એ આ પુસ્તકમાંથી મળશે. પ્રસ્તાવના **શેઠ પેસ્તનજી ધનજીભાઇ મહાલક્ષ્મીવાળા** જે. પી. એ લખી છે. તેઓ યુરોપ-અમેરીકામાં જઇ આ વિદ્યાનો જાત અનુભવ લઇ આવ્યા છે. આ પુસ્તકને માટે તેઓ લખે છે કે—"ખચીતજ આ પુસ્તક વાંચવાથી લોકોમાં સ્પિરિચ્યુએલિઝમ વિષે ભુલભરેલો ખ્યાલ ફેલાયેલો છે તે દુર કરીને તેને ખરા આકારમાં રજુ કરવામાં આવ્યો છે અને તેમાં કર્તાનો આ વિષયનો ઉંડો અભ્યાસ પ્રગટી રહે છે. આ પુસ્તક વાંચવાને

અને તે માર્ફતે સ્પિરિચ્યુએલિઝમનું સત્ય સમજવાને હું વગર આંચકીએ ભલામણ કરી શકું છું કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનું અને શીખવાનું મળી આવે છે."

આ ગ્રંથ શાસ્ત્રીયતા અને વહેવારૂપણું બેઉ જાળવીને તૈયાર કરેલો છે તે માત્ર પ્રકરણોનાં મથાળા વાંચવાથી સમજાશે. (૧) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ (૨) ભુત-પ્રેત છે કે નહિ? (૩) મૃત્યુનો ચમત્કાર (૪) ભુત-પ્રેત પિશાચની દેહરચના (૫) જીવન્ત મનુષ્યોના સુક્ષ્મ દેહનો અનુભવ (૬) ભુત-પ્રેતની દુનિયા (૭) ભુત-પ્રેતના શાસ્ત્રીય અને (૮) અનુભવસિદ્ધ પ્રકારો (૯) ભુતનો ભય અને ભ્રમ (૧૦) ગેબી મદદગારો. (૧૧) સામાન્ય વાસનાવાળા ભુલોકબદ્ધ પ્રેતો (૧૨) મલિન ભુત-પ્રેતનાં દુષ્ટ કાર્યો (૧૩) ભુત-પ્રેતના અસાધારણ ચમત્કારો (૧૪) ભુત-પ્રેતનો પરિચય કરવાના વિવિધ પ્રકારો (૧૫) કાજળી હઝરત અને ત્રિકાળદર્શી આર્યનો (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ (૧૭) પ્રેતાવાહન કરવા માટેનું મંડળ કેવી રીતે રચવું? (૧૮) પ્લેચેંટમાં પ્રેતાવાહન (૧૯) પિશાચ લેખન અથવા ઓટોમેટિક રાઇટીંગ (૨૦) પ્રેતોચ્ચાર શ્રવણના પ્રયોગો (૨૧) ભુતોના ફોટોગ્રાફના નમુના અને તે પાડવાની રીતો (૨૨) દેહ સંચાર ભુત કેવી રીતે કરે છે તે વિશે (૨૩) કેટલાક પૈશાચિક ચમત્કારોની ઉત્પત્તિ (૨૪) બનાવટી પૈશાચિક ચમત્કારો અથવા રંગભુમીપર પિશાચોનો જાદુ (૨૫) પ્રેતાત્માનો આ દુનિયા સાથેનો સંદેશા વહેવાર (૨૬) ભુતના વળગાડનો વહેમ (૨૭) ભુતના સાચા વળગાડ અને તેના ઉપાયો (૨૮) ભુત પ્રેતને વશ કરવા (૨૯) દિવ્યદૃષ્ટિ અથવા ત્રિકાળદૃષ્ટિ (૩૦) નવો અવતાર અથવા પુનર્જન્મ.

**મુલ્ય રૂ. ૪ પોસ્ટેજ રૂ. ૦॥.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.**

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક.

## ગ્રંથ ૨ જો.

આ પુસ્તકમાં ૧૪ જુદી જુદી વિદ્યાઓ આપેલી છે. દરેક વિદ્યાનું જુદું જુદું પુસ્તક ખરીદવા કરતાં આ પુસ્તક ખરીદવું એ સસ્તું અને સગવડભર્યું છે (૧) સ્વરોદયવિદ્યા, (૨) યોગ વિદ્યા, (૩) સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મતારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ, (૪) રમળ વિદ્યા, (૫) ત્રિકાળ દૃષ્ટિવિકાસ અથવા કલેઅરવોયન્સ, (૬) સંવત્સર પરિજ્ઞાન, (૭) મુહૂર્ત પરિજ્ઞાન, (૮) જાદુ વિદ્યા અથવા મેજીક, (૯) મંત્રવિજ્ઞાન વિદ્યા, (૧૦) મંત્રસાધન વિદ્યા, (૧૧) તંત્રપ્રયોગ સંગ્રહ, (૧૨) હસ્ત સામુદ્રિક વિદ્યા અથવા પામીસ્ટ્રી, (૧૩) મુખ સામુદ્રિક વિદ્યા અથવા ફીઝીઓગ્નોમી, (૧૪) દાંપત્ય વિજ્ઞાન વિદ્યા, **૧૪ વિદ્યાઓના ૧૪ ખંડ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતો, ૧૯૪ ચિત્રો અથવા આકૃતિઓ અને ૪૨૪ પાનાંનો સોનેરી પાકાં પુંઠાનો ગ્રંથ મુલ્ય રૂ. ૫.** પોસ્ટેજ સાથે રૂ. ૫-૮-૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.** ત્રણ દરવાજા, **અમદાવાદ.**

---


આ પુસ્તક અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબીલી પ્રીં. પ્રેસ [સલાપોસ રોડ] માં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

---

આવૃત્તિ ૧ લી, પ્રત ૬૦૦૦. ઈ. સ, ૧૯૨૮, સંવત ૧૯૮૪.